# कमळागौरी અને प्रल्हाद.

( એક રસિલી મનકલ્પિત વાર્તા. )

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર.
મગનલાલ નારાયણજી જોષિ.
ગાંગડ નિવાશી.

ગીતિ.

અલ્પ મતિથિ ઉચરેલો, પ્રથમ યત્ન આ આર્યબન્ધુ મારો;
વાંચો સર્વ વિવેકે, નથી કની ત્યમ કવિતા કરનારો.

અમદાવાદ.
પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં
" એંગ્લો વર્નાક્યુલર પ્રિંટીંગ પ્રેસ "માં.
નથુભાઈ રતનચંદ મારફતિયાએ છાપ્યું.





સંવત ૧૯૪૭
સને ૧૮૯૧

કીંમત ૧૨ આના



# अर्पण पत्रिका.

અખંડ પ્રૌઢપ્રતાપ નેકનામદાર ઠાકોર શ્રી
ખેંગારસિંહજી સાહેબ
સ્વસ્થાન થરાદ.

માન્યવંતા સાહેબ,

હું આપના રાજ્યમાં લગભગ પાંચ વરસ થયાં નો-
કર છું. તે દરમિયાન આપનો મારા ઉપરનો
અવર્ણ્ય પ્રેમ, જેની અતિશયોક્તી કરી
અત્યંત બતાવવા હું માગતો નથી તે પ્રેમ
વિસ્મૃત ન થતા પણ પ્રતિદિન વ-
ધારો થવાના માટે આપનો ન-
મ્ર સેવક આ પ્રથમ પ્રયત્ન આ-
પને અર્પણ કરવો ઉચ્ચી-
ત સમજે છે, માટે
તે માન્ય સહિત
સ્વીકારવા મેહેર
બાની કર-
શો.

મુ૦ થરાદ.
તા. ૧૫-૧૦-૯૧

હું છું.
આજ્ઞાધારક.
મગનલાલ નારાયણજી.
કર્તા.

પરમસ્નેહી પ્રિયભાઇ.

દેવચંદભાઈ સવાઇચંદ.

મુ૦ થરાદ.

ઇંદ્રવિજયછંદ.

આ પ્રિય પુસ્તક મેં રચિયું પણ કીંમત હારિ ગયો ફરથી,
કીંમત સાંભળિ કંપ થયો નવ જંપ વળે મુજને મનથી;
કીંમત આપિ છપાવિયું પુસ્તક કીંમત શું ! કરશે કવિઓ,
હે પ્રિય મીત્ર ઉદાર છતી નવ હાંકીશ રાખ વિવેકથિઓ. ૧

આપનો સ્નેહિ.

મગનલાલ નારાયણજી

કર્તા.

# પ્રસ્તાવના.

મ્હારા વ્હાલા સાહેબો ! આ લઘુ પુસ્તક રચવાનો મારો હેતુ ફક્ત એટલોજ રહેલો છે કે, આપણામાં યોગ્યા યોગ્ય જોડ ખોળવાનો રિવાજ નથી અને નહિં જેવો હતો તે બિલકુલ નાબુદ થયેલો છે. અને માબાપો તથા વાર-સોના મનમાં જેમ આવ્યું તેમ લાકડે માંકડું વળગાડી દે છે. તે એટલે સુધી કે, ઘણા ભાગે હિરાને જોઈતી વસ્તુ નહીં મળતાં કથિરમાં જડાવનો વખત આવે છે. ને તે બિચારાં ખીલતા ફુલની માફક ખીલતી યુવાનીએ કરમાઈ જાય છે તેમજ તે બિચારાં આ દુનિયાની આનંદિક જાહોજલાલી ભોગવવા પામતા નથી. જે દંપતીનું જોડું સમાન વય અને ગુણથી આ સંસાર વ્યવહારમાં રહેલું છે. તે આ દુનિઆનું લીલામૃત રંગિલા બની રસભર હળિ મળીને પીએ છે. તેનો એક અલ્પુસંગ દાખલો મેં મારા આ લઘુ ગ્રન્થમાં આપેલો છે. ને તે વાંચ્યાથી કયો રસ-હિન યુવક તેવું સુખ મળવા આશા નહીં રાખે ?

ડોળઘાલુ ફેશનોની બાબત પણ હાલના કેટલીક ઉપ-રની ટાપટીપ બતાવનારા ખાસુખાં અમલદારોના માટે સ-માવેલી છે તે એવી આશાથી કે, તેઓ પોતાની વખોડ-વા લાયક ચાલની રીડીએ ચડતાં અટકી, વખાણવા લાયક ચાલતી રીડીએ ચડે.

કવિતાના સંબંધમાં મારૂં બોહોળું જ્ઞાન નથી. છતાં મેં મારી તર્ક શક્તિથી ઓછા જ્ઞાને ને ઓછી વયે બના-વેલી છે. એટલે તેમાં રહેલી ખામીની વાંચનાર સાહેબો દરગુજર કરશે એવી આશા રાખુંછું.

આ બહુ વેળાસર બહાર પાડવા મારો ઇરાદો મેં જણાવેલો હતો પણ કેટલાક કારણસર બહું મોડી બહાર પડેલી છે તેના માટે ક્ષમા માગુંછુ.

કર્તા.

श्री परमात्मने नमः

# कमळागौरी अने प्रल्हाद.

## प्रकरण १ लुं

### दोहरो.

અયોગ્ય જોડ મળે નહીં–ચાલે ઘર સંસાર,
મળે દારૂને દેવતા, થાયે ભડકો યાર.

**પ્રલ્હાદ**—(મનમાં) અહો હું આ રમણિય બાગમાં એકલો છું, હું કેવા મોટા દુઃખની ભીતીમાં આવી ભરાયેલો છું. તોપણ તેમાંનું મને કાંઈ પણ સાંભરતું નથી. ને મારૂં વ્યગ્ર મન હર્ષમાં પ્રફુલ્લીત રેહે છે. હું ભાગ્યહિન છું એવું સમજું છું, છતાં ભાગ્યશાળી હોઉં એવો આભાષ મને ભાષે છે. આનું કારણ આ બાગની ખુબી સિવાય મારી નજરમાં આવતું નથી. રસ્તાના મારા મનના તરંગ જે મને અમુઝણ આપતા હતા. તે આ વખતે કોણ જાણે કાંઈ ગુમ થઈ ગયા કે, મને યાદ આવતા નથી. રે ! જીવ એ તમામ વાત વિસારે મુકી આ બાગની રચના જો અહો ! ! આ બાગવાને આ કુમળા છોડવા ઉછેરવામાં કેટલું કષ્ટ સહન કીધેલું હશે? પરમેશ્વર મેહેનતનો બદલો તમામને આપે છે. ઓછું અને વધતું એ માણસની મેહેનત અને ભવિષ્યના પ્રમાણમાં છે. બાગવાનને તેની મેહેનતનો બદલો ઈશ્વર આપતોજ હશે? બાર વાગવામાં ફક્ત પાંચ મીનીટનીજ કમી છે. સુર્યે ક્રોધાતુર રૂપે પોતાના ઉભા કીરણોરૂપિ તીર આ દુનિઆના દુઃખી પુરૂષો ઉપર ફેંકી

દીધા છે. જગો નિર્જન છે. પણ પરમ કૃપાળુ ઈશ્વિરે મારૂં આ દુ:ખ અત્યારે દુર કરેલું છે. કારણ આ વખતે આ લિલિ ધરોરૂપિ સ્રીના ક્યારાની વચ્ચે ગુલાબરૂપિ તેનો પ્યારો પુરૂષ ઉભો રહેલો છે. પ્રેમાનંદ કવિએ વર્ણવેલ ગોપિઓ અને કાન તો નહીં હોય? ખરેખર વૃંદાવનની રાસલીલાનો ફોટોગ્રાફ જણાય છે. આહા! પવન મંદમંદ આવે છે. તેના લીધે કરીને ધરોરૂપિ કિન્નરી નાચ કરી રહેલી છે. અને ગુલાબરૂપિ સભાસદ ડોલી રહેલો જણાય છે. વળી મોટાં વૃક્ષો અહંપદે પોતાની ડાળીઓ તથા પત્રો સામસામાં અથડાવી ખખડાટ મચાવી મુકે છે. અને જોનાર માણસની ગયેલી કુમળા છોડો ઉપર શાન્તી ભરેલી નજર ચુકાવી અશાન્તી ઉપજાવે છે. જુદી જુદી જાતના પક્ષીઓ જુદી જુદી જાતના સ્વરે ગાયન કરી રહેલાં છે. આવી મનોરંજક ખુબીના લીધે સુર્યના તીવ્ર શરો ઉષ્ણતાથી ઉન્મત્ત છતાં મને ઠંડા લાગે છે. અહો!! આ સડકની કિનારીપરનો કુમળો છોડ જેને પાણીવિના સુકાવાનો વખત આવેલો છે. શું બાગવાનને તેનાપર દયા આવતી નહીં હોય? જુઓ કે તેની પાસે નજીકના ક્યારામાં રહેલા તેની જાતનાજ છોડ જેને અગત્યની ખુરાક પુરી પડવાના લીધે પોતાની યુવાનીના મદે દિમાંન થઈ રહેલા છે. અરે! આ સુકાઈ જતા છોડને પ્રફુલ્લીતપણું પામેલા છોડ ઉપર ઈર્ષા આવતી નહીં હોય? બીચારો શું કરે, મારી માફક બેહોશ થએલો જણાય છે. તે પોતાની ઉપર પડતું દુ:ખ દેખી તેજ દુ:ખમાં ઘેરાયેલો રહે છે. અને નજીક ખીલી રહેલા જાતીભાઈ જોઈ જેની તૃષા તૃપ્ત કરનાર ઉપર રાજીપો બતાવી, પોતાની તૃષા તૃપ્ત નહીં કરનાર ઉપર નિસાસો નાંખી પોતાનું ગાત્ર

નિસ્તેજ કરતો જાય છે તે જેવા ઈરાદે નિસ્તેજ થતો હું સમજું છું. તેવાજ ઈરાદે હું પણ નિસ્તેજ થતો જાઉં છું તેનાથી મને ઓછું દુઃખ છે, એવું હું માનતો નથી. હું દુ-ખથી કંટાળી નાશી આવેલો છું. પણ આ બિચારો ચૈતન્ય રહીત છોડ નાશીને ક્યાં જાય? મારો મી૦ પ્રભુલાલ પરણેલો છે. અને હું હજી તક કુંવારો છું. તેને તેના યોગ્ય સ્ત્રી મળવાથી દુનિઆંદારીનો લાભ તે અચ્છીરિતે ભોગવી શકે છે અને હું તે તમામ વાતનો દુઃખી છું, તોશું! મારે તેના પર ઈર્ષા રાખવી જોઈએ? ના આપણે આપણા મુરબ્બી-પર રોષ રાખી તેમનોજ દોષ કાઢવો જોઈએ. કારણ કે જેને આપણે આધીન છીયે. તો તેમની ફરજ છે કે, બ-નતા પ્રયાસે આપણું સારૂંજ કરવું જોઈએ. અપશોષ!!! તેમાંનું કાંઈ નહીં, મને મારો ઈતીહાસ યાદ આવે છે. ખ-રે મને ખોલવા માટે માણસો રઝળતાં હશે? અરે! આ વખત જે તેમની સેવા બજાવી સુખી કરવાનો છે. તે-થી ઉલટી રીતે વર્ત્તી તેમને આંસુ પડાવી અપરાધી બનું છું. ઈશ્વર તું મને એવો વખત જલદી આપ કે, તેમની સેવા બજાવી કૃતાર્થ થાઉ. મારા પુજ્ય પિતાજીને તો હું યાદ શા-નો આવતો હોઈશ? ના ભુલું છું. આ વખતે તો વારંવાર યાદ આવતો હોઈશ. તે પોતાના કરેલા કૃત્યમાં વાંધો પડેલો જોઈ ઉનાળાની આખરે આંધી ચઢી આવે છે. તેવી રીતે તેમને કુતર્કના ઉભરા ચડી આવતા હશે? તોફાની પ-વનરૂપિ ગાળોનો વરસાદ વરસાવતા હશે? આકાશમાં સુર્ય ધુળથી છવાઈ રહે છે. તેની માફક તેગલી મારા વિષે બો-લાતા બોલોથી છવાઈ રેહેતી હશે? માણસને પોતાના ઘર-માં પણ રેહેવું ગમતું નથી. તેવી રીતે તેમના મોંમાથી મારા

વિષે નિકળતા ઉચ્ચારની ધ્વની આજુ બાજુના ડાહ્યા માણસોને ગમતી નહી હોય.? કાંઈ સુઝતું નથી તે માફક છેવટે તેમને કાંઇપણ રસ્તો સુઝતો નહીં હોય ? પણ એવો વિચાર ક્યાંથી આવે કે,– ‘ આ બિચારો પોતાને યોગ્ય જોડું નહીં હોવાના લીધે પલાયન કરી ગયેલો છે, પણ ઉલટા “ મારી આબરૂ ડુબાવી, માહારી સાત પેઢીનું નામ એ છોકરે બોળ્યું, લગ્ન લીધા કે નાઠો”, આવું બોલી અપસોષની સાથે વારંવાર નિસાસો નાખતા હશે? આવા જુલમી વીચારો ઉઠાવી મને ગાળો આપતા હશે? પણ મારી બાબતનો ટુંક સવાલ તેમના હૃદયમાં વાસ કરતો નહીં હોય ? તેમનો અવર્ણિય ઠપકો સહન કરવા માટે હુ શક્તીમાન થતો નહોતો, પણ ના ઇલાજ નથી માંખણ કે ઉનું કીધે પિંગળશે ? કુદરતી નિયમ પ્રમાણે મારી ફરજ છે કે, તેમની આજ્ઞા મારે બરોબર રિતે પાળવી જોઇએ. અને ખરૂં જોઉં તો તેનાજ માટે મેં આજ તક રાહ જોયેલી હતી. પણ લાચાર! મારા મનની વૃત્તિ પાર પડી નહીં. ખરે મને નાદાન માણસો જરૂર કેહેવાના કે, આ આજ્ઞા પાળી કેહેવાય નહીં. “તેમણે કરેલું સગપણ તોડવાના ઈરાદે નાઠો.” પણ આવા પ્રસંગે કેવો વિચાર કરવો જરૂરનો છે, તે તેઓના દિલમાં બિલકુલ નહીં આવે ? પણ વજનદાર ગૃહસ્થો તો પોતાના મનમાં લાવ્યા શિવાય રેહેશે નહીં ને મેં આજ્ઞા ઉલંઘન કરી તેમ પણ કેહેશે નહીં. જો હું આ વખત ન નાસત તો મારે મારો જન્મારો નકામો કાઢવો પડત, અને પિતાશ્રીએ પોતાની જીભે અર્પણ કરાવેલ અસલ્ય પત્થરની સાથે પ્રતિદિન મારે માથું કુટવાનો વખત આવત, અને હમેશની દિલગીરીના લીધે મારી આયુર્દાનો અંત હું થોડા વ-

ખતમાં આણુત, આ પોતાના હાથે ફેરફાર થઈ શકે એ-
વી મોટી ભુલ મારે કોની ગણવી? ખરેખર! આમાં મો-
ટો વાંક મારા અદૃષ્ટનો છે. તો એના કરતાં આ તમામ
દુઃખોમાંથી મુક્ત થવાના માટે મરવું એ બહુ સુલભ ર-
સ્તો છે. પણ મને વિચાર આવે છે કે, તેમ કરવાથી શું! હું
પ્રાણવલ્લભાને મળી શકવાનો હતો? અને તેમ થાય તો
તે બિચારીની શું સ્થીતી થાય? એને મેં જે કાગળ લ-
ખ્યો છે, તેનાથી તે દિવસ ગણુતી બેઠી હશે કે, આજકા-
લ મળવું થશે? જો હું તેની પાસે થોડી મુદતમાં ન જા-
ઉં તો તે બચારી મોટી ગભરામણમાં આવી પડવાની,
આત્મઘાત કરવો તે કાંઈ મુસ્કેલી ભરેલું નથી. પણ લોકો
મારા આવા સાહસિક કૃત્યથી મારિ વિદ્વતાને હશે. તેમાં
મારી આબરૂ શું વધે? તેમજ મારૂં મર્ણ સાંભળ્યા કેડે.
માહારી વ્હાલીને ઘણો અપશોષ થાય! ભુલુંછું, તે પણ
નક્કી મારા જેવું કૃત્ય કરવામાં વિલંબ કરે નહીં. ઈ-
શ્વરી કાયદો તોડવાથી હું ડુપ્લીકેટ ગુન્હેગાર ઠરૂં. માટે
આવું સાહસ કૃત્ય ન કરવું જોઈએ. "જીવેગા નર, સો
ફીર બસાવેગા ઘર", જીવતો હોઈશ તો મારા મનની મુરાદ
પારપાડવા કેટલેક દરજ્જે આશા બાંધી શકાય? પણ મુવા-
કેડે તેમાંનું શું થવાનું હતું? ઇશ્વિરા મને એવો વખત જ-
લ્દી આપ કે, મારી પ્રાણપ્રિયેની મનહરણ છબી નિરખું. અ-
રેરે! મને આશા નથી કે, હું તેને જલ્દીથી મળું. કદાપી
**શ્રીનગર** જાઉં, તોપણ તેના ઘરે જવાને મુનાસબ બાનુ
મારી પાસે શું! છે? કાંઈ નથી. કદાપિ મળ્યું તોપણ મને
મારો પિતા જ્યાં હોઈશ ત્યાંથી ખોળી તેમાં વિઘ્ન લાવ્યા
સિવાય રેહેવાના નથી. અપશોષ મારી વ્હાલી **કમળાગૌરી**

મારૂં હૃદય ન ભેદતાં મને બનતી ત્વરાએ. તારી મનહરણ મુર્ત્તી બતાવ! એમ કહી છાતી ભરાઈ આવવાથી સડક ઉપર બેસી જાય છે. એવામાં ઓચીંતાનો એક સવાર આવી તેની પાસે ઉભો રહે છે. બન્નેજણા અરસપરસ હર્શાશ્રુ પાતની સાથે ગળે વળગી છુટા પડે છે.

**પ્રહ્લાદ**—ઓ મી. પ્રભુલાલ તેં તારા મિત્રને ખરા દુઃખની વખતે સાહય આપી આભારી કીધો.

**પ્રભુલાલ**—મેં તને એટલો મોટો ઉપકાર નથી કર્યો કે તું મારો આભારી થા. મારે લાજમ હતું કે તુરત આવવું જોઈતું હતું. પણ હું મારી જાતને ધીઃકાર આપું છું કે તારા માણસના બોલાવ્યાથી આવ્યો તેથી તું આભારી નથી છતાં મિત્રતાનાં હકમાં અરસપરસ કામ થાય, તેમાં કોઈ કોઇનો આભાર ગણાય નહીં.

**પ્રહ્લાદ**—નાના મ્હારા વ્હાલા મિત્ર! હું પુરેપુરો આભારી છું. તને કયારે માલુમ હતુ કે, મારો મિત્ર અમુક દિશાએ ને અમુક જગ્યોએ ગયેલો છે કે તું આવ.

**બાગરક્ષક**—પ્રહ્લાદભાઈ હું તમારા ગામના ગુંદરે ગયો કે આ ભાઈ સવાર થએલા મને સામા મળ્યા; તેમણે મને પુછ્યું કે તને સામો મારા જેવો કોઈ સવાર મળ્યો હતો. તેના જવાબમાં મેં તેમને પુછ્યું કે આપનું નામ શું? તેમણે તેમનું નામ કહ્યું પછી કેટલીક ખાત્રી કીધા કેડે તેમને હું અહીંઆં તેડી લાવેલો છું.

**પ્રહ્લાદ**—મ્હારા વ્હાલા બન્ધુ તેં મારો ખરેખરો વખત જાળવેલો છે. અને તેના માટે હું જેટલું બોલું તેટલું અલ્પ છે. મેં તારૂં કોઈ પણ જાતનું ઋણ કરેલું નથી. હવે ઇશ્વર મને તારો બદલો વાળવાનો વખત વેળાસર આપે.

એવું બોલી દયામણું સ્વરૂપ ધારણ કરેછે તે જોઈ પ્રભુલાલ બોલ્યો કે—

મીત્રનું જે કામ કરવું તે તમામ બદલો લેવાના માટેજ કરવું જોઈએ કે શું? આવો વિચાર કરવો તે ડાહ્યા પુરૂષનાં લક્ષણ કેહેવાય નહીં, મિત્ર મિત્રનું કામ હરગીજ કરે આવે છે. શું! હું તને મારૂં કોઈ અઘરૂં કામ રરવા કહીશ, તો શું! તું ના પાડવાનો હતો. અપશોષિ છોડી સાવધ થા! તો આપણે હવે કોઈ પણ ઈલાજ યોજીએ.

**પ્રલ્હાદ**—મ્હારી વ્હાલીના સંબંધમાં તું કાંઈ વાત લાવ્યો હોઈશ?

**પ્રભુલાલ**—વિચાર કર કે તને તેના માટે જેટલી આપેક્ષા છે. તો તને પણ તેટલીજ હોવી જોઈએ. કદાપિ લૌકીક રિતે ભરૂંશો આવતો ન હોય તોપણ તેના પત્રથી તને શું ભરૂંસો આવે છે. રસોઈ બનાવવા માંડી છે તો બનશે? પણ જોઈતી સામગ્રી તૈયાર રાખવી જોઈએ.

**પ્રલ્હાદ**—તમે કહો છો ને મારા પણ જાણવામાં છે કે, સામગ્રી તૈયાર રાખવી જોઈએ. પણ તે સાધન તૈયાર કરવાના માટે હું બિલકુલ ના સત્તાવાન છું. નીયમ છે કે, ધારેલું કામ પાર પાડવાનો રસ્તો સુઝે નહીં. તો પછી માણસ દિલગીર થાયજ.

**પ્રભુલાલ**—હું નથી ધારતો કે દલગીરી કરે તે કામ પાર પડવાનું, તો પછી દલગીરી કરવી એ નકામી છે. મન સદા હર્ષમાં નિમગ્ન રાખવું. હું એમ નથી કેહેતો કે, વાત વિસારવી. તમારા માથે કેટલાં બધાં દુઃખ છે. પણ તે દુઃખ દુર થવાના માટે ઉત્સાહી થવું જોઈએ. કેવળ ઉદાસી આણવી તે ડાહ્યા પુરૂષનું લક્ષણ નથી.

**પ્રલ્હાદ**—ઠીક ભાઈ! સબુરીનાં ફળ મિઠાં છે એમ સમજી હાલ તો બેઠાજ છીયે તો પણ કહો ? આપણા ગામમાં શું વાતચીત ચાલે છે.

**પ્રભુલાલ**—ઘરના માણસોથી તો તું કયારે અજાણ્યો છે. કે મારે તે બાબતનું વિવેચન કરવા જરૂર પડે, તારા નાશી ગયાના અવલ થોડા વખત ઉપર મી૦ મંછાલાલે નેટીવ લાઈબ્રેરીમાં સારા સારા સદ્દગૃહસ્થોને આમંત્રણ આપી પબ્લિક સભા ભરી હતી. જેમાં ' હિન્દુઓએ આગળ પડવું, એ બાબતપર ટુંક ભાપણ આપેલું હતું. તેમાં આપણી ન્રાતી સંબંધી અવ્યવસ્થીત રિતીની કેટલીક ટીકા થયેલી હતી. જેમાં હાલના કેટલાક યુવાનોએ મજબુત ટેકો આપેલો હતો. ને હર્ષનાદે મી૦ મંછાલાલને વધાવી લીધો હતો. મી૦ તેમાં તારી મુર્તીની ખરેખરી ખાંમી હતી. તે વખતે વૃદ્ધ માણસોના મત્ત તદન ભીન્ન હતા. તેમજ તેજ વિષયને અનુસરતા તારા લાભના માટે મી૦ મંછાલાલે ખરી ખુબી ભરેલાં થોડાં વાકયો કહેલાં હતાં. જ્યાં તારા પિતાજી પણ બેઠેલા હતા.

**પ્રલ્હાદ**—મને પણ આમંત્રણ આવેલું હતું. પણ આપણા આગળના ઠરાવ પ્રમાણે વખત આવી પોંહોચવાથી મારાથી ત્યાં આવી શકાયું નોહોતું. તે છુટા બોલે બોલવામાં બાકી રાખી નહી હોય ? ને મારા પિતાજીને ખોટું લગાડયું હશે ?

**પ્રભુલાલ**—એમાં પુછ્વુ શું હતું ? કાંઈ મોરના ઈંડાને ચીતરવાની જરૂર હોય ? તેણે કહેલી તમામ હકીકતની મને યાદદાસ્ત નથી. પણ ટુંકાણમાં મી૦ મંછાલાલે સભા વચ્ચે ઉભા થઈ કહ્યું કે, "હે ! સદ્દગૃહસ્થો આ ચાલતા વિ-

ષયના અનુસાર હાલમાં એક દાખલો બનેલો છે. તે કહેવાના માટે હું ઘણોજ દલગીર છું. જેના માટે મારે કેહેવાનું છે. તે માહારા કરતાં મોટા તેમજ સમજુ અને પૈસા પાત્ર છે. તેમની મારે શરમ રાખવી જોઈએ. તોપણ મારા અંતઃકરણી મિત્રના માટે મને જે જીગરનો બળાપો છે. તે તથા લોક હિતના માટે માહારે મોટા તેમજ પૈસા પાત્રની જરાભર દરકાર રાખવી ન જોઈએ. જુઓ કે, મારો વ્હાલો મી૦ પ્રલ્હાદ, જેની સાથે અમે કેળવણી લીધેલી છે. અને તે અનુભવથી હું તો હાલમાં અપાતી કેળવણીમાં તેને વિદ્વતા ભરેલો સમજુ છું. તેને તેના પુજ્ય પિતાજી કુળવાન ઘર જોઈ કઠીન વૃક્ષની સાથે કુમળો પુષ્પનો છોડ સરખાવે છે. પણ એમ નથી સમજતા કે, વૃક્ષની માવજત પ્રમાણે તેની માવજત ન હોય બન્ને સરખે દરજે રાખવા ચાહે છે. તે તેઓ સાહેબની ભુલ છે. હું તો એવું સમજુ છું કે, સોનામાં જડવાની ચીજ કથીરમાં જડે શોભનિક થતી નથી. તેમજ સૌએ જાણવું જરૂરનું છે કે, તેમ કીધાથી તે ચીજની કીંમત હલકી થતી નથી, પણ સોનામાં અને કથીરમાં સદરહુ ચીજ જડનાર જે માણસ છે? તેની અનુક્રમે સાબાશી—હાંસી થાય છે. માટે હું પ્રલ્હાદના પિતાજીને વિનંતીના સાથે અત્યાગ્રહથી કેહેવા માગું છે કે, તમે તેની યોગ્ય કન્યા ખોળો, રત્નની સાથે પત્થર ના બાંધો" આવી રીતે બોલે છે તેવામાં તમારા પિતા પાસે છગને આવી બુમ મારી કે, પ્રલ્હાદ ભાઈ ઘોડી લેઈ બે કલાકથી ફરવાનું કહી જતા રહેલા છે. એટલે તેઓ તુરત ઘર તરફ આવ્યા ને મારા મનને ખાત્રી થઈ કે, તે વિચાર મુજબ નાઠો.

**પ્રલ્હાદ**—શાબાશ! મી૦ મંછાલાલ, ધન્ય છે, તેની

વિદ્વતાને સમયોચ્ચીત તેણે અસરકારક ભાષણ આપેલું છે.

**પ્રભુલાલ**—પણ ભલાં, તારે મને ચેતવણી તો આ-પવી જોઈતી હતી ?

**પ્રલ્હાદ**—મારા સમજવામાં હતુ કે, તું સભામાં ગ-યેલો છે ને જો આવું તો વાત વિખરાઈ જાય એમ સ-મજી તને મે તે ખબર આપી નહોતી.

**પ્રભુલાલ**—કેમ ત્યારે હવે આપણે રવાના થવાનું કરીશું?

**પ્રલ્હાદ**—હા ચાલો.

બન્ને જણા ઘોડા ઉપર સવાર થઈ ચાલ્યા મનમાં ઈરાદો **શ્રીનગર** જવાનો હતો. પણ ત્યાં શું આધારે જવું તેના માટે બહુ વિચાર ભરેલું હતું. ખોળતાં કારણ જડતું નોહોતું. પાછળની પણ પુરી દેહેશત જેવું હતું, ઘોડાં જો-સભેર હાંકતા હતા. બન્ને કસાયેલા હતા, સદરહુ ડર સિવાય બીજો કોઈ પણ જાતનો ડર નોહોતો, કેટલેક દુર ગયા કેડે તૃષા લાગવાથી એક સુંદર તળાવ આવ્યું જેના કાંઠે એક સુંદર વડ હતો ત્યાં ઉતારો કીધો. ને પાણી પીઈ બેઠા વા-તચીત કરવા લાગ્યા. એવામાં બુમ સાંભળી કે, દોડજો! દોડજો! મારી નાંખ્યા! આવા ગભરાટ ભરેલા સ્વર આ-પણા આ બન્ને સવારોના કાંનપર પડ્યા. તે ઉપર બન્ને જણા સવાર થઈ અવાજની આવતી ધ્વનીના અડસટ્ટે તે દિશા તરફ પોતાના ઘોડાં મારી મુક્યા.



## પ્રકરણ ૨ જું.

### ઈંદ્રવજ્રા છંદ.

બોજો કદી શીર પડેજ મ્હોળો,
મ્હોળી ન હોયે કદિ નારિ ખોળો;
ખોળે મળે ના મરજો કુંવારા,
વેઠો નહીં જ્ઞાતિ ભરી કુધારા.

આજ રોજ ગંગપુરમાં ઠેકાણે ઠેકાણે પ્રલ્હાદ નાશી ગયાની વાતો ચાલતી હતી. કોઈ નાશી ગયું તે ઠીક કર્યું, ને કોઈ અઠીક કર્યું એવું બોલતાં સ્ત્રી પુરૂષોના વૃન્દો જોવામાં આવતા હતાં. પણ વિશેષે કરી નાશી ગયાનો લોક મત્ત સારો સાંભળવામાં આવતો હતો. શહેરની તમામ પ્રજા પૈકી પ્રલ્હાદની સ્વજ્ઞાતીમાં બહુ ગરબડાટ જણાંતો હતો. જ્ઞાતીના યુવકો તથા વૃદ્ધોના ટોળાં જુદાં જુદાં બેઠેલાં જોવામાં આવતાં હતાં. યુવક વૃન્દ સર્વાનુમત્તે ઠીક થયાનું દરસાવતા હતા. ને વૃદ્ધ લોકો કોઈ ઠીક ને ઘણા પ્રલ્હાદ નાશી ગયો તે અઠીક થયાનું બોલતા જણાતા હતા. અઠીક વદનારા પુરૂષો પોતાને બેવડો નફો થયાનું સમજતા હતા. (૧) જ્ઞાતીનો દુષ્મન કબજામાં આવ્યો. (૨) જ્ઞાતી વિરૂદ્ધ નાસવાનું કામ કર્યું, જેથી જમવાનો લ્હાવો અથવા દન્ડ લેવાનો લ્હાવો. આવી બે જાતની મતલબ ઘણા વૃદ્ધ માણસો કે જેની બુદ્ધી ઘણી નિચી પાયરી ઉપર મુળથી ચાલતી આવેલી હતી. તે લોકોમાં જોવામાં આવતી હતી. જ્ઞાતીના પટેલો ( મુખ્ય માણસો ) તો પ્રલ્હાદના તદન વિરૂદ્ધ મતના હતા ને પ્રલ્હાદને તેઓ હમેશાં પોતાનો શત્રુ તરીકે પિછાણતા હતા ખરૂં ! છે કે, વખતો વખત જ્ઞાતીમાં ચાલતા ગેરસીરસ્તા સુધાર-

વાના માટે આપણો પ્રલ્હાદ તેઓના સામે બહુ જબરી જી-
કર લેતો, આ કારણથી તે લોકોને પ્રલ્હાદના ઉપર પુરે-
પુરી બળત્રા હતી. પણ "આતો ભાવતું હતું ને વૈદે
કહ્યું" તેની માફક થયું. સદરહુ બળત્રા પાણીથી ઠંડી
કરવા પ્રલ્હાદનો પુરેપુરો મનસુબો હતો. પણ ઈશ્વરે
તેની મનની મુરાદ મનમાં રાખી સદરહુ બળલા ઘૃતેથી ઠં-
ડી કરવાનો વખત આણ્યો પ્રલ્હાદને જુત્તાંની ભુર્શીદક્ષિણા
આપી ન્યાતના આગેવાનોને રિઝવવા ઠરાદો હતો. ને હવે
ખરેખરી ભુર્શીદક્ષિણાથી રિઝવવાનો અરસો આવેલો હતો
પણ અત્યારે તો આ બધુ પ્રલ્હાદના પિતાને ભોગવવાનું હ-
તું. કોઈ કહે દન્ડ કરવો? કોઈ કહે ન્નાતી બહાર મુકવો? કો-
ઈ કહે ન્નાતી જમાડવાનું કબુલ કરાવવુ? આવી એક પ્રલ્હાદ
ના નાસવા બદલ અજાયબી ભરેલી ન્નાતીના આગેવાનો ની-
ડરપણે વાતો ચલાવતા હતા. આવા ભીન્ન ભીન્ન વિચારો
ઉછરતા યુવકોને બિલકુલ ના પસંદ હતા. પણઆગળ પડવાને
તેઓને બહુ આંચકો ખાવાં જેવું હતું. કારણ કે તેમના
પક્ષમાં બહુ કમી સંખ્યા હતી તેમજ પરતંત્ર હતા. પુ-
રૂષો કરતાં સ્ત્રી સમાજમાં તો બહુ ઔલોકીક વાતો ચાલ-
તી હતી. બાઈ! બિચારી ફુલની દડા જેવી છોડી તેને છો-
ડી નાશી ગયો ? આવી રૂપાળીને સમજણી છોડીને છોડી
નાશી ગયો ? તો બાઈ ગાંડી ઘેલીની તો બહુ બુરી દશા
થવાની ! હવે જોઈએ શું ! રૂક્ષમણીજી આણુશે કે !
વચમાં બીજી બાઈ બોલી કે, છો બાઈ એ કુવારો મરી
જતો, તેની તમને શું ફીકર છે ? રૂક્ષમણી નહીં આણે તો
છો ગંધાતી આણતા ત્યાં એક બોલી કે, જાજા રાંડ તુંતો
એ પીટયાની સગી છે. એટલે ગમે તેમ બોલે. એમ સામ

સામે ગાળોનો વરસાદ વરસાવી આખો મેહેલ્લો ગજાવી મુ-
કતા હતા. ગપાટીક ગોળા ચાલવામાં કોઇપણ જાતની અ-
પુર્ણતા નહોતી વાંચનાર કોમ વિચાર કરશે કે, આ વખત
પ્રહલાદનો પિતા જેનું નામ પુર્ણાનંદ કરીને છે તેને કેવા
વિચાર આવતા હશે ? તે વિચારતો હતો કે, મારે એકનો
એક છોકરો જેને મેં પુર્ણવિદ્યા ભણાવી અનગળ પૈસો ખર્ચ
કીધો. તેને મેં કોઇ દિવસ કાંઇપણ કીધું નહીં, છતાં તે બે-
વકુફ છોકરો નાશી ગયો. તે મને કેહેતો હતો કે, 'પિ-
તાજી માહારું કાશીરામભટના ત્યાં સગપણ ન કરો ?' આ-
વી રીતે કહી તે નિંચ છોકરો મને નારાજ કરતો. અરે
નશીબ ! નારાજ થવાનું શું રહ્યું છે, આતો ઉલટું નાક
કપાવા બેઠું છે. હવે હું કાશીરામને શું ઉત્તર આપું, અ-
રેરે !! મારે વૃદ્ધાવસ્થામાં બે દુઃખ ભોગવવાનો વખત આ-
વ્યો. છોકરો નાશી ગયો તેતો નોહોતો એમ સમજી વાં-
ઝીયા માણસોની માફક સંતોષ ઉપજાવત, તેમજ તે હતો
તોપણ મને શું! સુખ આપતો હતો. તેણે હજી તક રાતી
દમડી રળી મને આપેલી નથી. ઉલટું મારું સંગ્રહ કરેલું
ધન ભણવામાં ખુવાર મેળવેલું છે, ને ખાલી ખીસા કરેલા
છે. જો નાસતાના દરમિયાન એ નિંચ છોકરો હાથ આ-
વ્યો હોત તો મારું નાક જે કપાવા બેઠું છે, અને જેના વડે
હું આવી મોટી આપત્તીમાં આવી ફસાયેલો છું. તે ન આ-
વત ને એક વખત મારા મનની મુરાદ બરોબર રીતે પાર-
પાડત તે એવી રીતે કે, મારી વૃદ્ધવસ્થાનું જોર એ યુ-
વાન છોકરાને બરોબર રિતે બતાવત. મેં જ્યારે કુળવાન
ઘર જોયું ત્યારે એ નિચ છોકરો નિર્લજ થઇ મને દાવકુ
મેં રાખી કેહેવા લાગ્યો હતો કે "પિતાજી આપે મને પુર્ણ

પૈસો ખર્ચ કરી યોગ્ય વિદ્યા સંપાદન કરાવેલી છે. તો યોગ્યની જોડે અયોગ્ય જોડ ખોળી કુવામાં કાં નાંખો છો?" આવી રીતે કહી મને દુ:ખ દેતો રે! અભાગી જીવ એવું દુ:ખ તું હમેશાં સહન કરતો પણ હવે આ કરેલા સગપણનું મોટું દુ:ખ તું શી રીતે સહન કરીશ. કંઈ તાંતણો નથી કે તોડી નાંખીએ કાશીરામભટ્ટ હમેશા દિવસ ઉગે છે કે, મારૂં ગળું પકડે છે. અને તેના સગાંવ્હાલાં તો હમેશાં મને બજારમાં મેણા મારી સંતાપે છે. મેં કોઇનો ટુંકારો સહન કરેલો નથી. પણ નસીબે પત્થરો નીવડ્યાથી સહન કરવું પડે છે. એ વંઠેલાનો પેલો વંઠેલો મિત્ર મંછાલાલ સભામાં મને બોલ્યો કે, 'પ્રલ્હાદનું કરેલું સગપણ ત્રોડો, તેનો જવાબ હું તેજ વખત આપત પણ મારે તુરત નાસવું પડ્યું. આજ કાલનો મંછીઓ મને શીખામણ આપવા મોટા માણસો વચ્ચે બોલ્યો. હું ધારૂંછું કે એ બેઠકમાં છોકરો ગયો ત્યારથીજ વંઠયો. ના કોલેજમાંથી અક્કડ થઇને આવ્યા. તે બેઠકમાં બેઠા કે પુરા થયા. જુઓ અંગ્રેજી સામાન વિના કેમ ન ચાલે? અમો અમારી જીંદગી ગાળી પણ કોઈ દિવસ માણસો એકઠા કરતા નહી ને આ વંઠેલાઓ તો સભા ભરે છે ને ફાવે તેમ ઉભા થઈ ભસે છે. વિચાર આણતા નથી કે, વૃદ્ધ પુરૂષો બેઠેલા છે. ખરૂં મંછીએ તથા પરભલે અવળી શીખામણ આપી છોકરાને નસાડયો હશે? મેં સાંભળ્યું છે કે, પરભલો પણ શહેરમાં નથી. છોકરો મને કહેતો હતો કે "**શ્રીનગર** મારૂં સગપણ છોટાલાલની દિકરી વ્હેરે કરો?" અને એ પરભલાનું સાસરૂં. પણ **શ્રીનગર** છે, એટલે બન્ને જણા ત્યાં ગયા હશે? જુઓ નિચ ઘરની કન્યા તે લાવી ઘરમાં ઘાલો, ને ઉંચ ઘરની કન્યાને દૂર કરો,

બાપ દાદાએ કરેલ ઉંચા કુળને નિંચા કુળમાં આણો? પણ સમજણ વિનાનાને સમજણ નથી કે, આપણાં બૈરાંઓને ઘરે શું કામ કરવું પડે છે. ઘરનું તમામ કામકાજ નોકરો કર્યા કરે છે. છેવટમાં છેવટ રસોઈ પણ હાથે કરવી પડતી નથી. ખાવુ પીવું ને બેસી રેહેવું? સિવાય કાંઈ ધંધો નથી. પણ આ તો ભણેલાને ભણેલી જોઇએ? ને તમામ કામમાં જાણીતી હોવી જોઇએ, કેહેવત છે કે, છોકરી જો ભણી તો ચીઠીઓ લખે ઘણી, આ વાત કદી માનવામાં ન આવે પણ પેલા વિશ્વનાથભટ્ટની છોકરી ઘણી ભણેલી ને ડાહી મનાતી હતી. પણ આખરે અતીત જેવા નિચ પુરૂષને લેઈ નાઠી. એની ક્યારે એને સમજ છે. હર ! હર ! છોકરો છેક બીગડી ગયો, વૃદ્ધાવસ્થામાં દુઃખ દેવા બેઠો, હે જીવ થનારૂં હોય તે થાય. પણ જો છોકરો આવે તો તેની મરજીમાં આવે તે કરવા દઉં. જ્યારે પછડાશે ત્યારે પસ્તાશે.

એટલામાં કાશીરામભટ્ટ આવે છે. તેને જોઈ પુર્ણાનંદ સામે જાય છે ને આવો ભટ્ટજી કહી લાવી બેસારે છે.

**કાશીરામ**—કેમ મહારાજ હવે શું ઉત્તર આપો છો? તમારો પ્રલ્હાદ ન જડે તો શું થયું? ન્હોતો એમ સમજી ન્યાતમાં ફારગતી લખી આપો. તમે તમારા મનમાં એમ જાણતા હશો કે જ્યાં કુકડાં હોય ત્યાંજ વાહાણા વાય. પણ ના અમારે દિકરી આરોગ્ય છે તો તમારા કરતાં પણ સારાં ઘર ખોળી કાઢીશું.

**પુર્ણાનંદ**—મહારાજ આવું શું બોલો છો ? તમારા ઘરે જ્યારે સગપણ કર્યું, ત્યારેજ અમારે છોકરો નહોતો એમ સમજવું બને અમને કન્યા કયા કર્મની ભળી કે, એક નો એક દિકરો તેનું પણ સુખ જોવાનું રહ્યું નહીં.

**કાશીરામ**—તમે એમ શા માટે ન સમજો? અમારૂં ઘર ખરાબ હતું કની કે, જેથી તમારો દિકરો નાઠો મહારાજ! તમારી બુદ્ધી હવે ફરી ગઈ છે. ફારગતી વિના તે કેમ ચાલે? અને તેમ છતાં જો ના આપવી હોય તો ના કહો એટલે અમે અમારે પાલવે તેવો રસ્તો પકડીએ.

**પુર્ણાનંદ**—ના ભટ્ટજી તમારૂં ઘર ખરાબ ન કહેવાય તમે ઉંચા કહેવાઓ પણ મહારાજ વગડામાં ઘણાએ ઊંચા તાડ ઉગે છે. જાઓ મહારાજ તમારાથી થાય તેમ કરીલ્યો.

**કાશીરામ**—તામારા કેહેવાથી કાંઈ નીચા થઈ જવાના નથી. તાડ જેવા છીયે તો અમે અમારા ઘરે છીયે કાંઈ તમારા ઘરે લાંઘવા આવતા નથી કે તમને ભારે પડીએ.

**પુર્ણાનંદ**—મહારાજ અમારી પાસે તમો શું માગો છો કે લાંઘવા આવો, કાંઈ પાંચ પચીશ માગતા હો તો માગી લ્યો?

**કાશીરામ**—કયાં ભોગ મળ્યા કે, તમારા ઘરે અમારા પનારાં પડ્યાં. મહારાજ હવે તમારી બુદ્ધિ ફરી ગયેલી છે.

**પુર્ણાનંદ**—તમારી છોકરીના લેખ અવળા કે, એમ બન્યું, અમારામાં બુદ્ધિ નથી તો તમારી અમારે શા કામની છે.

**કાશીરામ**—છોકરીના લેખ અવળા છે તો અમારા ઘરે છે. તમારા ઘરનું પાણી તક તે બિચારીએ ચાખ્યું નથી, તમોને તેની શું ફીકર છે? તમારા કુળને શોભે તેવું તમે તમારા કુંવર પાસે કરાવ્યું છે. હવે પછી જોઈ લેઈશું છોકરા કયાં પરણાવો છો?

**પુર્ણાનંદ**—મહારાજ! જો તે અહીંઆ હાજર હત તો ફક્ત તમારા બોલવા ઉપર તેની મરજી પ્રમાણે તેનો વિવાહ કરત તમારા જેવા ઘણા મુફ્ત (કકુ કન્યા) આપે

છે. છતાં ન મળીતો પાંચ પચીશ ખર્ચી પણ આણત, મહારાજ વધારે બોલવું જવાદો તમારી કન્યાઓ લીધી છે પણ અમે તમોને કોઈ વખત આપી છે? તમારા કેહેવાથી કાંઈ નિંચ ગણાઇશું નહીં.

**કાશીરામ**--આજ સુધી અમો તમોને કેવા ગણતા હતા તે તો અમારૂં દીલ જાણે છે. પણ હવે તમે એવી જાતપર આવેલા છો કે, તમે તો શું પણ તમારા વંશજો પણ અમારા ઘર સામે જોઈ શકવાના નથી. પેલા ગોવિંદલાલનું સત્યાનાશ જજો કે, સાજે મારી દિકરીને કુવામાં નાંખી છેવટ બળાપા કરવાના વખત આવ્યા. તમને નિચ પરમેશ્વરે કર્યા નહીંકર છોકરાને નસાડવો એ કંઈ રમતની વાત છે?

**પુર્ણાનંદ**--હવે તમે કન્યાઓ નહીં આપો તો ભલે! છો અમારાં છોકરાં વાંઢા મરી જતાં, મહારાજ વધારે બોલવું જવાદો. બે વરસ કન્યા કુંવારી રહી તો શું થયું એથી કાંઈ હલકા બાપના કેહેવાશો નહીં

**કાશીરામ**--તમારા ઘરે જેમ હોય તેમ ચાલે, તમે તો સુધારાવાળા કહેવાઓ. અમે તો શાસ્ત્રના નિયમથી અમારો પ્રાણ જાય તો પણ ઉલટા ચાલવાના નહીં. માટે મેહેરબાની કરી આવી નકામી તકરાર છોડી દઈ ફારગતી લખી આપો એટલે સમજીશું કે બ્રહ્માંડ જીત્યા.

**પુર્ણાનંદ**-તમારા બાપને તો અમે આવા જોયા નહોતા. કોણ જાણે તમારામાંને તેમનામાં આવડા મોટા ફેરફારનું કારણ શું હશે? કે વારંવાર ફારગતી ફારગતી કરી રહ્યા છો. મારા સમજવામાં આવે છે કે, તમે તમારી જાત ઉપર જાઓ છો નહીંતર બે વરસ વાટ જુઓ તો, તેમાં કન્યા કાળ શું! વહી જવાનો હતો. બીચારીને હજી કપડાં કેમ

પેહેરવાં તે પણ માલુમ નથી. કદાપી મોટી થઈ ગઈ તો પણ શું થયું? આપણને ઓછાં વરસ કહેતાં આપણું મોહું કયે સાળે બંધ કરેલું છે?

**કાશીરામ**—'સાઠે બુદ્ધિ નાઠી, એ મુજબ મારા મનને ખાત્રી થાય છે કે, તમને બોલવામાં હવે બિલકુલ ભાન નથી. તમારા ઘરમાં જેમ હોય તેમ ચાલે. તમારૂં નાપાયાદાર બોલવું હવે બિલકુલ ટકવાનું નથી. જુઓ શાસ્ત્રને શાક ભાજી સમજે ને મનના વિચાર પ્રમાણે ચાલો. આ તો બોલતાં આવડયું તેમ બકે છે. આ શું! મહારાજ તમારે મારા ઘરની ઇજિતબીજત લુંટાવવી છે કે શું?

**પુર્ણાનંદ**—કાશીરામભાઈ હવે તમે તમારા ઘરે પધારો તો સારૂં? મારા સમજવામાં એવી રીતે આવે છે કે, તમે અત્યારે કજીઆનું મુળ રોપવા માટે પધારેલા છો. ને મારે તમારી સાથે કજીઓ કરવા મરજી નથી. મને તમારા ઘરની ઇજિત લુંટાવવામાં શું ફાયદો છે. છતાં તમારા માનવામાં એમ છે તો. અમે એમ ધારેલું છે. એમ પણ સમજી અત્યારે અહીંથી પધારો?

**કાશીરામ**--મારે તો કજીઓ કાંઈ કરવો નથી. તમારે કજીઓ કરવો છે. મહારાજ ફારગતી લખી આપો પછી તમારા ઘરે આવીએ તો એક નહીં પણ એકવિશ જુતાં મારજો.?

**પુર્ણાનંદ**--મહારાજ! ચડ્યા ઘોડે કેમ આવેલાછો? શું તમારા ઘરે અમે કન્યા માગવા આવ્યા હતા? તમારે સત્તર વખત ગરજ હતી તો આપી હતી. અમારી ગરજે કાંઈ કામ કર્યું નથી કે, આટલા બધા તણાઓ છો? ભલા થઈ અત્યારે જાઓ તો જાણે ગંગા નાહ્યા.

**કાશીરામ**--તમારા મનમાં તો તમે એમ ધારતા હશો કે, અહીંથી આ પાપ ટળે તો સારૂં પણ મહારાજ અમે તમારા ભાના કાંઈ નોકર નથી કે, રોજ તમારા ઘરે તમારા દર્શન કરવા આવવું અને પગની પનોતી ઉતારવી.

**પુર્ણાનંદ**—તમને બોલતાં આવડતું નથી. જાઓ અ-મારી બરોબરીના માણસને મોકલો?

**કાશીરામ**—અમારા ઘરના અમે માલીક છીયે. અ-મારે તમારી જોડ ખોળવાનું કાંઈ કારણ નથી. અને અ-મે અહીંથી જવાના પણ નથી. અમારા જેવા હલકા માણ-સનું બોલવું તમારા જેવા ડાહ્યા માણસને કેમ ગમે? આ-જ સુધી તમારા કેહેવા મુજબ તમારા છોકરાની વાટ જોઈ પરંતુ તે આવવામાં નથી ને ફોગટમાં અમારી દીકરીનો ક-ન્યાકાળ ગુમાવો છો માટે જ્યારે ફારગતી લખી મારા હા-થમાં મુકશો ત્યારેજ હું અહીથી જવાનો છું.

**પુર્ણાનંદ**—ભાઈ ફારગતી ફારગતી કરી રહ્યા છો? અને જેના માટે નાના મોઢે જેમ તેમ બોલો છો? તો લા-વો ફારગતી લખી આપીએ. તે કેડે તો અમારો કેડો છો-ડશો? અમારો જાન તો લેઈ શકો તેમ નથી? અલ્યા છ-ગન ખડીઓ લેખણ લાવ? ( છગન જાય છે. )

**કાશીરામ**--મહારાજ શું ઘર ઘરણાં કરવા ધારો છો? ના આતો વિવાહ કરવાનો છે. કાંઈ ખુણે ગોળ વેહેંચ-વાનો નથી? ને છોકરા પણ સમજાવવાનાં નથી? એવી રી-તે તમે કેટલીક ફારગતીઓ લખી આપેલી છે. એમ ફાર-ગતીઓ અપાય નહીં નાતના પાંચ પટેલોને એકઠા કરી તે કહે તેમ વર્તી તેમના સમક્ષ ફારગતી લખી આપો? દેવતા પાણીથી તૃપ્ત કરવાનો નથી. પણ ઘી નાખી તૃપ્ત કરવાનો છે?

**પુર્ણાનંદ**—તમારો બોલવાનો હેતુ અમોને ખરાબ કરવાનો છે. તમારા જેવા વેહેવાઈ જોયા ત્યારે આવા વિચાર નહોતા જાણ્યા હવે તો રત્નની કીંમત બરોબર પરખાઈ જુઓ કે પાંચ ઘરડા એકઠા કરીએ, એટલે સાળાઓ દન્ડલે અથવા ન્યાત જમાડો નહીંતો તમને ન્યાત બહાર મુંકીશું? આવી ધમકી આપી કબુલ કરાવે?

**કાશીરામ**—તમારી ઈજ્જત પ્રમાણે તમે કરયું તેમાં અમે તમારા જેવા થતા નથી. નહીંતો મહારાજ તમારા ખોરડાં વેચો તોપણ તમારો છુટકો થાય નહીં? ન્યાતના રીવાજ મુજબ તમને કહીએ તેમાં પણ અવળો વિચાર બાંધી 'અમોને ખરાબ કરવા ધારોછો, આવું બોલોછો તે તમોને બોલતાં જરા પણ શરમ આવતી નથી. તેમજ ન્યાતના આગેવાનોને સાળા કહી બોલાવો છો? એટલો બધો તમારા મગજમાં ગરમ પવન ક્યાંથી ભરાયેલો છે?

**પુર્ણાનંદ**—બાપજી તમોને સારૂં લાગે તેમ કરો? તમારી દિકરીનું એના મોઢે નામ લીધું કે એનાતો રામ રમી ગયા ને નાડો લારેજ રહ્યો આ દુઃખમાં અમો ડુબેલા છીયે. ને બીજું તમારે અમોને ખુવાર મેળવવા છે. તો હવે ખુવાર મેળવો? તમારાથી હાર્યા છીયે.

**કાશીરામ**—તમે કાંઈ મને સપાડું કરતા નથી તેમજ મને કાંઈ ઉપકાર કીધો નથી કે, આવડું ચીડાઈને બોલવું થાય છે. ખરચને છોકરો ખોવાયો, આ વાત જલ્દી યાદ આવે છે. પણ અમારે કન્યાકાળી જાય છે, તે તો તમારે કાંઈ ગણત્રીમાં નથી. આટલું બધું બોલોછો? પણ તમારાં તો ઢાંક્યાંજ રેહેવાદો.

**પુર્ણાનંદ**—બોલી જાઓ મહારાજ બાકી રાખોતો તમને ઈશ્વર આજ્ઞા છે?

**કાશીરામ**—તમારા દાદાએ શું કરયું હતું? એના જેવું તો અમે કોઈએ કર્યુ નથી?

**પુર્ણાનંદ**—તમારૂં બોલવું સાભળ્યું મને તમારી સાથે તકરાર કરતાં આવડતી નથી. તમે તમારા ઘરે પધારો તો વધારે સારૂં! નહી તો થોડામાં ઘણું થશે? અમારા દાદા એવા હતા તેની તો અમોને પિડા પણ તમારા ભાઈ વિશ્વનાથની છોકરીએ શું કર્યુ? એના જેવા કુકર્મ તો અમારા ઘરડેરાઓએ કર્યા નથી?

આવી રીતે વિવાદમાં બન્નેજણા અરસ પરસ ગાળા ગાળી આવ્યા, ને મારા મારીપર આવી જશે? આવું જણાયાથી છગને બંને જણાને જુદા પાડયા, કાશીરામ ભટ્ટ શેહેરમાંથી જ્ઞાતીના પટેલોને લેઈ પુર્ણાનંદના ત્યાં આવ્યો તે વખતે જે વિવાદ ચાલ્યો તેનું અથ ઇતી વર્ણન આપવાને મારી કલમ આગળ વધતી નથી. જાણે મોટા બેરીસ્ટરો સામ સામને તકરાર ચલાવતા ન હોય? વાંચક વૃન્દ વિચારો! બેરીસ્ટરો એવા કમ ભાગ્યના ક્યાંથી હોય કે, આવી જંગલી જ્ઞાતીના આગેવાનોનાં ઉપમાના પાત્ર થાય? ના તે વખતનો આભાષ એવો જણાતો હતો કે, સામ સામને ગદ્ધાઓ લડાઈ મચાવતા ના હોય! ગદ્ધાઓની મિશાલે લાતો લાત પણ આવતા હતા. તેઓ બોલતા હતા તે પણ જાણે ગદ્ધાઓ ભુંકતા ન હોય, તેવું સમજાતું હતું કોળાહળમાં કમીપણું નહોતું. આ પ્રમાણે અચંબો આપનારી તકરાર કેટલાક વખત સુધી ચાલી છેવટે પુર્ણાનદે ન્યાતની સમક્ષ ફારગતી લખી આપીને કબુલ કર્યુ કે હું એકરોજ જ્ઞાતીજમાડીશ. પછી સૌ માણસો સૌ સૌના સ્થાનકે જવા વિસર્જન થયા.

## પ્રકરણ ૩ જું.

---

### દોહરો.

ખોળી વસ્તૂ નવ જડે, અણ ખોળી અથડાય,
દેખો ને આ દાખલો, થાનારૂં તે થાય.

આપણો પ્રલ્હાદ, અને પ્રભુલાલ વડની શીતળ છાંયા નિચે બેઠા અન્યોઅન્ય વાતચીત કરી રહેલા હતા. ત્યાં એક ગભરાટ ભરેલી બુમ સાંભળી કે 'દોડજો, દોડજો, મારી નાંખ્યા, તે પછીના બનાવની હકીકત કહેલી નથી. તેથી વાંચનારના મનના તરંગ તુરંગની માફક કુદી હેરલા હશે? પણ આપણો પ્રલ્હાદ, અને પ્રભુલાલ સ્વાર થઈ તળાવ બહાર આવ્યા તો લગભગ એક મૈલ ઉપર એક સીગરામ લુંટાતો જોવામાં આવ્યો. તેથી તેઓએ પોતાના ઘોડા તે ગમ મારી મુક્યા. થોડે દુર ગયા એટલામાં "મારા પિટયા દુર રહે, મને અડીશ માં, મ્હારા વ્હાલા" આવા ઉચ્ચાર પોતાના કાન ઉપર પડ્યા. તેથી પોતાના ઘોડા ખરેખર જોસભેર મારી મુક્યા. બીજી વાત કરતાં વારંવાર જે 'પ્રાણ પ્યારી, યાદ આવતી હતી? તે વિચાર તો તદન ગુમ થઈ ગયો? ઘણા વિચારથી શોકાબ્ધીમાં ઘેળાઈ રહેલું મન બદલાઈ ગયું. કોમળ ચેહેરે તેનું નાજુક સ્વરૂપ બદલી, શાન્તીની સ્વાધીનતા છોડી, ક્રોધાધીનતા પકડી, બીહામણું પણ તેજસ્વીપણે જણાયું. તેમજ શોચનીય વિચારોથી ઠંડુ પડેલું લોહી ગરમ થયું, અને નાડીઓ પોતાનો હમેશનો વેગ છોડી, બહુ ઝડપથી ચાલવા લાગી. આયુધ્ધો ઉઘાડાં

હાથમાં રહેલાં હતાં, બિલકુલ બોલતા નહોતા, પણ મનની અંદર ભયંકર અવાજના ઉછાળા થતા હોય તેવો આંભાષ જણાતો હતો. આવી રિતે આપણા કોમળ સ્વારોની આકૃતિ બે બળીષ્ટ કસાયેલા યોદ્ધાના સ્વરૂપે જણાતી હતી. ખીલતા પુષ્પના જેવી ખીલતી યુવાની અને તેનો અજમાયસ લેવાનો લાગ કાએલ યુવકોને પ્રથમ મળ્યો, તો તેઓ પોતાનાથી બને તેટલી સમય સુચકતા અને સાહસીકતા વાપરવામાં શું કમીપણું રાખે? ખરેખર તેઓ પોતાનું બાહુબળ દુષ્ટ લોકોને બતાવવા બહુ ઉત્સુક હતા. તેમજ હિંમતાની મર્દ હતા. હરામખોરો ભયભિત બની ખશી શકે નહીં તેના માટે સીંહ ગર્જના કરતાં આપણા સવારો ધસ્યા જતા હતા. સામેની બાજુથી પણ સદરહુ સીગરામની મદદે કોઈ તેજસ્વી સ્વાર ખરા ખંતથી આવતો હોય તેવું જણાતું હતું. આવા ઓચીંતાના ત્રણ સ્વારો સીગરામની મદદે આવતા જોઈ હરામખોરો પૈકીના બે હરાંમખોરો જે સીગરામની બહાંર ઉભેલા હતા. તેઓ ગભરાઈ પાશેના ગીચ જંગલમાં ભરાઈ ગયા. જેની પાછળ મદદે આવતો આપણો નવો સવાર જોસભેર ધાયો. ને આપણા પ્રલ્હાદ તથા પ્રભુલાલ જોસબંધ સીગરાંમની પાસે આવી પહોચ્યા. તો એક હરામખોર સીગરામના અંદર બેઠેલી સુંદર તરૂણી જે આ વખતે બેભાનાવસ્થામાં હતી તેનાંવસ્ત્રાભુષણ ઉતારતો હતો તેને જોયો. હરામખોર ગભરાયો અને નાસવાના માટે પોતાના હાથમાં રહેલી છરી પકડવા આવનાર સવારો પૈકીના આપણા પ્રલ્હાદના ઉપર જોસબંધ ફેંકી કે જે તેના મુસ્તક ઉપર આવી પડવાની હતી તે મુસ્તકનિચું થવાથી તેના વાંસા ઉપર દુસ્મનની માફક પડી કે તુરત સદરહુ

છરી પ્રલ્હાદે ખેંચી લીધી ને નિકળતુ લોહિ બધ થવાના માટે પોતાની પાસેનો રૂમાલ તેના ઉપર ઘણી મજબુતાઈથી બાંધી લીધો, હરામખોર જેવો નાઠો, કે પ્રભુલાલે પોતાના ઘોડાની એડીથી નિચે પાડી છલંગ મારી તેના ઉપર ચડી બેઠો. પછી પ્રલ્હાદ તથા પ્રભુલાલે તેને સજ્જડ બાંધી એક તરફ ઉભો રાખ્યો ને પ્રલ્હાદ સીગરામના અંદર પડી રહેલી શુદ્ધ રહીત સ્ત્રીની આસના વાસના કરી સાવધ કરવાના માટે સીગરામના અંદર ઉતર્યો. અને તે સ્ત્રીને બહુ ધીરા સ્વરે જાગૃત કરી. તેણીએ પોતાના નિસ્તેજ ચક્ષુએ જોયું તો અન્ય યુવક પોતાની આસનાવાસના કરતો દીઠો. તેથી આપણા પ્રલ્હાદને તીરસ્કાર આપી 'મ્હારા વ્હાલા, આવું પ્રિતીમય તથા દયા ભરેલું બોલી પાછી અસલ સ્થિતીએ પડી. આ બનાવથી પ્રલ્હાદે પ્રભુલાલને આજુબાજુ તપાસ કરવાનુ કહ્યું તેથી પ્રભુલાલ તજવીજ કરવા મંડયો. આ સ્ત્રી કોણ હતી. તે વાત બાજુપર રાખતાં તેની ખુબસુરતીપર નજર કરીશું તો તેના રૂપ અને લાવણ્યતામાં કોઈ પણ જાતની ખામી જોવામાં આવતી નહોતી. ખીલતી ગુલાબી કળીની માફક તેની ખીલતી યુવાની હતી. માત્ર ૧૮ વરસની ઉમરે જણાતી હતી. તેનું બદન તદન ગોરૂં નહીં. પણ ગૌરવર્ણમાં ભળી શકવાને બિલકુલ ખામી ભરેલું નોહોતુ. તેના મુખપરની તથા ઓષ્ટની લાલાશ અને ઉપસી આવતા સ્તનની શોભા જોઈ જીતેંદ્રિય મહત્ પુરૂષોની વૃત્તિ ચલીત્ ન થાય તેવી કલ્પના બાંધવામાં ન આવે તેવું નહોતુ. જો કે, આ વખતે તેને તેના શરિરની શુદ્ધિ બિલકુલ નહોતી. પણ બહુ સંકોચાઈ મુર્છીત થયેલી જોવામાં આવતી હતી. તેનો તમામ શ્રંગાર

પ્રથમ આણે પિયરથી સાસરે જતી હોય તેવો જણાતો હતો. જો કે કેટલાક હરામખોરો ગચ્છંતી કરી ગયેલા હતા તોપણ જેટલો હતો તેનાથી તે કાંઈ ઓછી શોભનીક જણાતી નહતી. તેનુ યથેચ્છ વર્ણન કરવાના માટે મારી કાલ્પનિક શક્તી બહુ ઓછો ભાગ લેવો એ અનુકુળ સમજે છે. પ્રભુલાલ નજીકની વાડ પાસે ગયો તો તેની ઓથે એક પુરૂષ પડેલો જોયો જે માત્ર ઉપરની તારૂણીથી ફક્ત બે વરસે ચડે એવો હતો. તેની પાસે ગયો તો તે યુવક બહુ દયામણી હાલત ભરેલો જોવામાં આવ્યો. કે જેના મોંના અંદર બોલવા ન પામે તેના માટે સમાઈ શકે તેટલા ડુચા ભરેલા હતા. અને તે પાછા બહાર કાઢવા ન પામે તેના માટે તેના હાથ પગ બહુ સખ્ત રિતે બાંધેલા હતા. આ જોઈ વધારે વિચાર ન કરતાં પોતાના ઘોડા ઉપરથી ઉતરી પ્રભુલાલે તેને તેના પ્રાણઘાતક બંધનથી મુક્ત કરી, પોતાના ઘોડા ઉપર નાંખી સીગરામ પાસે આણ્યો. જ્યાં ઘણી આસના વાસના કીધાથી તેણે પોતાના ચક્ષુ ખોલ્યા તે જોઈ પ્રલ્હાદ બહુ ધીમા સ્વરે બોલ્યો કે,—

અરે ભાઈ તમે તમારા દિલમાં જરાભર ડરશો નહીં ઈશ્વિરે તમારા ઉપર કૃપા કરી અમને તથા એક બીજા સ્વારને તમારી મદદે મોકલ્યા છે. અને અમે તમારી મદદેજ આવેલા છીયે, તેમાં તમો નિશંક થાઓ જરા ભરડરશો નહી.

આવા સ્નેહ યુક્ત વચન સાંભળી પુરૂષ શુદ્ધીમાં આવ્યો ને ઉઠી ' મ્હારી વ્હાલી, એવો ઉચ્ચાર કરતો સીગરામના અંદર દાખલ થયો. ને સ્ત્રી પોતાના પતીનો માધુર્યતા ભરેલો અવાજ સાંભળી જાગૃત થઈને એકદમ તેના કોટે વળગી પડી રડવા લાગી તેને બહુ ધીર જહેઈ ધીમી

પાડી બનેલ તમામ હકીકત આપણા સદરહુ યુવકે તેને ક-હી તે સાંભળી નવા પામેલા જન્મની માફક હર્ષાશ્રુપાત કીધો. અને મદદે આવેલા સ્વારોનો મોટો ઉપકાર માન્યો.

આપણો નવો આવેલો સ્વાર જે કે જે હરામખોરો નાશી ગયા હતા, તેઓને પકડવા પાછળ પડેલો હતો. પણ હરામખોરો નજીકના ગીચ જંગલમાં કે જેનાં અંદર ઘણી જાતનાં પાસે પાસે ઝાડો ઉભા રહેલાં હતાં. તેના અંદર સંતાઈ ગયા. ઘણી તજવિજ કરી પણ તેનો પત્તો લાગ્યો નહીં, તેથી નાઉમેદ થતો વિચારમા લુબ્ધ થયેલો સીગરામ પાસે આવ્યો. તે જોઈ સીગરામના અંદર બેઠેલો કોમળ વયનું જેનું બદન હરામ ખોરોએ કરેલ વ્યથાથી ઘણું પિ-ડિત હતું. અને બોલવાના માટે પણ અશક્ત હતો. તેણે આપણા નવા સ્વારને આવકારની સાથે બોલાવી મોટો ઉપકાર માંન્યો, અને બોલ્યો કે,

મ્હારા પ્રાણરક્ષક મેહેરબાનો! મારી સાથે બે સીપાઈ હતા તે મહેરબાની કરી જુઓ કે, બીચારાઓને મારી ના-ખ્યા તો નથી?

આપણા સ્વારો આડુઅવળુ જુએ છે, એટલામાં વે-ગળેથી બે સીપાઈઓ જોસબંધ આવતા જણાયા. ને સીંગરામની પાસે આવી એક સિપાઈ હાંફતો હાંફતો બોલ્યો કે,

હમ યાંસે ચોરટુંકું દેખકે ઉનકુ મારકે જેર કરનેકું લીયે સાંમે ગાંમમે મદદ લ્યાનેકું ગયેથે, વો ગામકા લોક-કું હમને બ્હોત તદબિરસે કીયા, મગર કોઈ સખ્સ મદદે આનેકું તૈયાર નહી હુવા જબ હમને બીચાર કીયા કે, જ-લ્દીસેં પિછા ફીરના. અપને ભાઈકું હરામખોરો હૈરાન ક-રેગા, યું સમજકે પીછે ફીરે આતી બખત રસ્તે મેં હમકું

તીન હરામખોર સામે મીલેથે. સબકુ હમને માર મારકે સા લુકી હડીઆંબી તોડ ડાલી હૈ લેકીન સાલે ભગ ગયે ઔર હમ ઇશ્વર આયે હૈ અબ જલ્દીસેં સીગરાંમ જુડવાકે ચલો? દેર કરનેકા બખત નહીં હૈ.

સીપાઈઓની આવી હસવા સરખી લુચ્ચાઈ જોઈ આપણા સ્વારોને અરસ પરસ હસવું આવ્યું. પણ વધારે ખીલાવવાના માટે આપણો પ્રલ્હાદ બોલ્યો કે,

મીંયા સાહેબ તમે એકલા હતા ત્યારે જુદી વાત હતી, પણ આ વખતે તો આપણે ઘણાજણ છીયે, એટલે ઘણી ઉતાવળ કરવાની કાંઈ આવશક્યતા નથી. પણ મેહેરબાની કરી જણાવશો કે, આપનું તથા આપની સાથેના બીજા સાહેબનું નામ શું?

**મીયા**—અલ્લા તાલાકી મેહેરસેં મેરા નામ નુરખાં, ઔર હમારી સંગમે દુસરા હૈ ઉસ્કા નામ જમાલખાંન હૈ.

**પલ્હાદ**—મીયાં નુરખાં, મારા સમજવામાં છે કે, તમે આજ અથાક મેહેનત લીધેલીછે તેનો બદલો તમોને ઇશ્વર આપશેજ, પણ મીયાં સાહેબ! મને વિચાર આવેછે કે, તમે ચોરટાની સામે ન થતાં મદદ લેવા કેમ ગયા? શું ડર લાગી હતી?

**નુરખાં**—આપ ક્યા સમજો ? સાલે ચોરટુને આકે દુરસેં ધોકલા ઔર પથ્થરે ફેંકના શરૂ કિયા, તોભી હમડરે નહીં? નેવાં ખડે રહેકે હમને ચોરટુને બ્હોત તરેહસે ધમકી દીઈ મગર સાલેને પીછે પાવદિયા નહી. ઔર હમકું ધોકલેસેં ઔર પત્થરેસે માંર મારકે હમેરી હડીઆંબી તોડ ડાલી, ઔર ચુએ બ્હોતથેં ઉનકું હમદોનું ક્યા કરશકે? હમ બ્હોત કરતેતો હમકુંબી મારડાલતે ઉસલીયે મદદ

લ્યાનેકી હમકું જરૂર પડી જબ હમ ચોરટુંકું હટાંકે ગયેથે.

**પ્રલ્હાદ**—દેખોભાઇ! મીયાં સાહેબે મહેનત લેવામાં કોઇ પણ જાતની બાકી રાખેલી નથી. અને મારખાઈ નીમક હલાલપણાની નોકરી બરોબર રીતે બજાવેલી છે. હું ઇશ્વરના જનાબે પ્રાર્થના કરૂંછું કે, નોકર આપતો આવા નિકમ હલાલી આપજે? પણ મીયાં સાહેબ! વળી મને વ્હેમ આવેછે કે, ચોરટા એટલા બધા કેટલા હતા કે, તમારી સબ હડીઆ તોડ ડાલી?

**નુરખાં**—સાલે બ્હોતથે, ક્યા ઉસ બખત હમ ગીનનેકું બેઠેથે લગભગ પનરા સોલા હોયગા.

**પ્રલ્હાદ**—તમે ત્રણ ચોર સામા મળ્યા તેવું કહોછો? તો બીજા કેણી તરફ ગયા.

**નુરખાં**—ક્યા માલુમ સાલે કહાંબી ભગ હોયગે.

**પ્રલ્હાદ**—વાહ! મીયા સાહેબ! હરામ ખોરો ઉત્તર દિશા તરફ ગયેલા છે. ને આપ દક્ષિણમાંથી આવો છો, વળી બોલોછો કે, હમકું તીન ચોર સામે મીલેથે, ને અમે તો આ ચોર બાંધેલો છે તે સુદ્ધાંત ત્રણ હરામખોરો જોયેલા છે. તેમજ આ હરામખોર પણ ત્રણ હરામખોર બતાવે છે. ને તમે તમારી તરવાર મ્યાન કરતા નથી, એ એક અચંબા ભરેલું છે.

**નુરખાં**—આપકું ક્યા માલુમહે? તુમ આયે ઇસિ અવલ ચોરટે કીતનેથે ઉસકી તુમકુ ક્યા માલુમ હૈ વો લોગુકી એસી રીત હૈકે દો ચાર લુટનેકું જાવે? ઔર દુસરે સબ છુપકે બેઠતે હૈ. ઓ સાલુકી તદબિરા ઔર હૈ ઉસકુ તો અલ્લાહબી નપહુંચે, તુમ કહેતેહો વોબીસચ હોયગા ચોરટે ઉત્તરમે ગયેથે મગર સાહુકાર હોનેકુ લીયે ઔર

રસ્તાછોડ અપને રસ્તે દખનમેં આયે જબ હમને ઉસકું માર મારાથા.

**પ્રલ્હાદ—**મીયાં સાહેબ એ તમે બડી શાબાશી કીધી પણ તમે તેની સાથે એક પણ હરામખોર પકડી કેમ ન લાવ્યા? આતો "જશને મળે જુતીયાં" તેની માફક બન્યું કહેવાય?

**નુરખાં—**હમને એક ચોરટુંકું પકડા, ફીર ઉસકું જમાલખાંનકા કબજામાં રખકે મૈં મુતનેકું બૈઠા. જબ જમાલકું ઓલાસોલા સમજકે, સાલે સબ ભગ ગયે.

આવા બોલ સાંભળી આપણા ત્રણ સવારોનાં હસમુખા મોઢા બંધ રહ્યા નહીં ને ખડખડ મીયાંભાઈની બહાદુરીને હસવા લાગ્યા મીયાંભાઈ ઝંખવાણા પડી ગયા અને રીસમાં મસ્ત નબને તેના માટે પ્રભુલાલે તેને અચ્છી રીતે ધીરજ આપી પછી આપણો પ્રલ્હાદ મદદે આવેલા નવા સ્વારને બહુ સન્માન પુર્વક બોલ્યો કે,

મેહેરબાના ! આપ કયાં રહો છો ?

**સ્વાર—**ભાઈ હું વેગળે રહું છું, ને જ્ઞાતે રાજ્યપુત્ર છુ. તમે કયાંના રેહેવાશી છો ? તે જણાવશો. એવી મને આશા છે.

**પ્રલ્હાદ—**સાહેબજી! અમે આટલામાંના રહેનાર છીયે. પરંતુ એવા દુ:ખથી નિકળેલા છીયે કે, અમારૂં ગામ તેમજ નામ અમે જાહેર મુંકવા ઇચ્છા રાખતા નથી.

**સ્વાર—**મને તમારા ગામ નામની ઘણી અગત્યતા છે, માટે હું આગ્રહની સાથે કહું છુ કે, તમે મારી અગત્યતા પુરી પાડશો. કારણ હું તમારા જેવોજ છું. વ્રો તેથી મને તમારા જેવા હુંશીઆર યુવકનો સમાગમ થયો તો આ નવિન મિત્રતાનો દાખલો વિસરી ન જવાય ?

**પ્રલ્હાદ**—હું આપના કેહેવા ઉપર ઘણીજ ખાત્રી રાખું છું કે, આપ પણ અમારા જેવા અથવા બીજી રીતે હશો? વળી આપ આટલા બધા આગૃહથી બોલો છો તો બેશક દાખલો આપવા તેમજ લેવા હું ઘણો આનંદ માનું છું. પણ હમારા એવા કમનસીબ છે કે, અમારો દાખલો આપવા અમો ઘણા અશક્ત છીએ?

**સ્વાર**—તમોને એટલો બધો આંચકો ખાવાનું કારણ શું છે? તે ટુંકાણમાં જણાવી શકાય તેવું હોય તો જણાવશો?

**પ્રલ્હાદ**—આપ જેવા સુજ્ઞ માણસની પાસે અમારૂં કારણ ટુંકું તથા તમામ કહેતાં અમને અડચણ થવાથી દેહેશત કમી છે. તોપણ લૌકીક રીતે આપના નામ ઠામની ચોકસ તપાસ અમારા મનમાં ઠસ્યા સિવાય અમારૂં કારણ આપને જણાવી સાહસ કર્મ કરવા અમે ઘણાજ પાછા હઠીએ છીયે.

**સ્વાર**—હું મારા મનમાં ધારતો નથી, તોપણ તમારા મનમાં જો હું હરકત કર્ત્તા નિવડીશ એવું ખાત્રી ભરેલું છે તો તમારૂ ગુહ્ય કારણ જાહેર મુંકાવવા હું ઈતેજાર નથી. પણ ઘણી વખતે એવો બનાવ બને છે કે, માણુસોના નામ ઠામ જાણતા હોઈએ તો પણ થયેલી ઓળખાણ ઘણી મુદત થયે વીસરી જવાય છે. પણ તે વખતે શું બનાવ બનેલો હતો, એ વાત માણસના જાણવામાં આવે તેવું સાધન હોય તો, માજી થયેલી યાદદાસ્ત તાજી થઈ શકે છે.

**પ્રલ્હાદ**—આપના કહેવાને હું પુરતી રીતે ટેકો આપું છું કે, તે વખતના બનેલા બનાવના સાધન ઉપરથી યાદદાસ્ત તાજી થઈ શકે છે? પણ અમારી જાતના બનાવના કરતાં આ વખતે બનેલો મોટો બનાવ આપણામાનો કોઈ માણુસ વિસરી જશે એવું અનુમાન પણ હું કરી શ-

કતો નથી. પણ ટુંકાણમાં અમારો બનાવ મારી જાતના અપુર્ણ જોડાનો છે? હવે અમારા નામ ઠામના માટે મોકુફ રાખોતો વધારે સારૂં?

**સ્વાર**—તમે પાછા તમારા ગુહય કારણના લીધે હઠતા હશો, પણ હું ધણી ખાત્રીના સાથે કહું છું કે, મારો જીવ ગયે પણ હું તમને જાહેરમાં મુંકી ફંદામાં ફસાવવાનો નથી. માહારૂં નાંમ ગાંમ જણાવતો નથી તેમાં કાંઈ માલ નથી. પણ હું થોડા દિવસમાં તમને જરૂર મળીશ તે વખતે તમને મારૂં નામ ખુલ્લી રીતે જણાઈ આવશે? તમારે પુછવાની પણ જરૂર નહી રહે. માટે કહોતો વધારે સારૂં હવે મારે મારો ટાઇમ ચાલ્યો ગયેલો છે. માટે મારે જલ્દી મકાને જવું જોઈએ?

આવુ બોલતું સાંભળી પ્રલ્હાદ ત્થા પ્રભુલાલે વિચાર કર્યો કે, આ કોઈ રાજવંશી ડાહયો પુરૂષ જણાય છે. તે પોતાનું નામ ગામ ખુલ્લું મુકતો નથી. અને આપણું માગે છે. આ એક અજાયબી ભરેલું છે. તેમજ વાત વધારે છેડવામાં માલ નથી. તો ખેર નામ ગાંમ આપ્યાથી આપણને શું હરકત થવાની છે? અને ભવિષ્યમાં થઈ તો પછી હાથે કરેલા ક્ત્યનો પસ્તાવો શું કરવાનો હતો? વખતે નામ ગાંમ ન આપીયે ને પાછળથી પસ્તાવાનો વખત આવે તેમાં પણ સારૂં કહેવાય નહીં? માટે ઉઘાડું કહ્યાનાં કરતાં નામ ઠામ કવિતામાં ચીઠી રૂપે આપીયે તો વધારે સારૂ. એવો વિચાર મુકરર કરી સાહસ કર્મનો ડર છતાં ચીઠી લખી નામ ગામ સ્વાર મજકુરને આપ્યુ ને પ્રલ્હાદ બોલ્યો કે,

આપે કયાં સુધી વિદ્યા સંપાદન કરેલી છે.

**સ્વાર**—હું હમણાંજ કોલેજમાંથી આવેલો છું, ને

બી. એ. થયેલો છુ. તમારો અભ્યાશ ક્યાં સુધીનો છે તે જણાવશો?

**પ્રલ્હાદ**—અમે બંનેજણા એલ. એલ. બી. થયેલા છીએ.

એમ કહી સ્વારને જોવા માટે પોતાનું સર્ટીફીકેટ આપે છે. તે વાંચી ઘણી ખુશી બતાવી હરામખોરને પુછ્યું કે.

અલ્યા તમે કેટલા જણ હતા?

**હરામખોર**—સાહેબ અમે ત્રણ જણા હતા?

**સ્વાર**—ક્યા ગામના છો?

**હરામખોર**—અમે બાલીસણાના હતા?

**સ્વાર**—કોણ કોણ હતા? તેના નામ શું હતા?

**હરામખોર**—તેના નામ મને આવડતા નથી?

**સ્વાર**—તમે કેઈ નાતના છો?

**હરામખોર**—સાહેબ અમે કોળી ઠાકરડા છીયે?

વધારે તજવિજ ન કરતાં પ્રલ્હાદ તથા પ્રભુલાલની જોડે હાથ મેલાવી પોતાનો ઘોડો મારી મુકયો, જે થોડી-વારમાં દેખાતો બંધ થયો. પછી પ્રલ્હાદે સીગરાંમની અ-દર બેઠેલા યુવકને પુછ્યું કે,

આપનું નામ ગામ જણાવશો?

**પુરૂષ**—મારૂ નામ અમૃતશંકર દયાશંકર કરીને છે. ને અમે **શ્રીનગર**,માં રહીએ છીયે.

**પ્રલ્હાદ**—તમે કેટલા ભાઈ બેન છો?

**અમૃતશંકર**—મારે બીજો એક પણ ભાઈ નથી. ફક્ત '**કમળાગૌરી**, કરીને એક બેન છે.

પ્રલ્હાદ તથા પ્રભુલાલ અરસ પરસ _ દીંગમુંઢ થયા'

ને કેટલીક વખત શુન્ય રહ્યા કેડે ઇંગ્લીશ ભાષામાં બોલ-વા લાગ્યા કે, જેના માટે આપણે આ અત્યારે આવી અ-વસ્થા ભોગવવાનો વખત આવેલો છે. અને કોણ જાણે તે-વો વખત ક્યાં સુધી ભોગવવાનો હશે? તે કાંઈ કહી શકાય નહીં પણ ઇશ્વિર આપણા મનોર્થ સાફલ્યતા પામે તેના મા-ટે આગળથી સ્વપ્ને પણ દુર્લભ એવા મોટા બનાવ બનાવી હીંમત આપે છે. આપણે ત્યાં જવું એ બહુ વિચાર ભરેલું હતું. પણ આતો કાંડે પકડીને લેઈ જવા હાથો હાથ મા-ણસ મળ્યો. તે પણ એવો કે, આપણા કામમાં પાછો હ-ઠે નહી ને તે તેનાથી બની પણ શકે? આવો વિચાર કરે છે એટલામાં અમૃતશંકર પ્રલ્હાદના સામને હસારો કરી બોલ્યો કે,

ભાઈ આપના નામ શું છે?

**પ્રલ્હાદ**—મારૂ નામ તેમજ મારા સાથીનું નામ ક-હેવા અમોને ઘણાં પ્રકારનો વાંધો છે? તે શું તમારા જા-ણવામાં ન આવ્યો?

**અમૃતશંકર**—મારા જાણવામાં સારી રીતે આવ્યો છે. તમારા સાથીનું નામ જાણતો નથી, પણ ઓળખી શ-કું છું. તે અમારા ગામમાંજ મારી બેનની સખી વ્હેરે પરણેલા છે.

**પ્રલ્હાદ**—જો જાણોછો તો અમારે કહેવા જરૂર પડવાનીજ, મારૂં નામ પ્રલ્હાદ, ને મારા સાથીનું નામ પ્રભુ-લાલ છે.

**અમૃતશંકર**—તમારો કોટ મને તમારી પીઠ ઉપર ચોટી ગયેલો કેમ લાગે છે? વળી તેના ઉપર રૂવાલ બાંધવાનું કારણ શુ છે?

**પ્રહ્‌લાદ**—આ હરામખોરે પકડતી વખતે મને છરી મારેલી હતી, પણ હરકત જેવું નથી કાંઈ ફીકર કરવી નહી? ભલાં, એ નવો સ્વાર આવેલો હતો તેને તમે ઓળખી શકોછો?

**અમૃતશંકર**—ના સાહેબ! મારા જાણવામાં નથી. ઘણું કરી અમારા શહેરનોજ હશે? હમણા અમારા ગામનો રાજા ગુજરી ગયેલો છે, તેથી તેનો કુંવર ગાદીએ બેઠેલો છે. તેના તમામ માનીતા માણસો આવો ડ્રેશ રાખે છે, અને તેમાંનો કોઈ હશે? તેઓ બહુ હોંશીઆર માણસો છે. શેહેર સારી સ્થીતીપર આવવા અમોને આશા રહેછે.

પ્રહ્‌લાદ તથા પ્રભુલાલ તે બાબતમાં ઘણા વિચાર કરે છે, પણ અજાણ્યાને આંધળો બરોબર તેની માફક વિચાર ડુબાવી અમૃતશંકરભણી આપણો પ્રહ્‌લાદ બોલ્યો કે,

હવે સીગરામ જોડાવી તમે તમારે રવાના થાઓ, અમારે ઉતાવળનું કામ છે માટે રજા માગીએ છીયે.

**અમૃતશંકર**—તેમ જવાય નહી. તમે એક રીતે મારા પ્રાણરક્ષક છો? ને બીજી રીતે હું તમને મારા દિલોજાન દોસ્ત તરીકે સમજુ છું, એટલે એક વખત તો તમારે મારા ઘરે જરૂર આવવું જોઈશે?

**પ્રભુલાલ**—તને ખબર છે કે, આ હરામખોરની તજવીજમાં આપણી જરૂર પડવાની, એટલે આપણે શ્રીનગર ગયા શિવાય છુટકો નથી.

**પ્રહ્‌લાદ**—ભાઈ અમારા ભાભી સાહેબ છો! એટલે ગયા શિવાય શું રીતે છુટકો થાય.

**અમૃતશંકરની પ્રીયા**—અમારે કમળાગૌરી બાના બેનપણી છે, તેમજ મારા પણ બેનપણી છે. ને ઘણા ભાગે અમારા ઘરેજ રહે છે.

**પ્રલ્હાદ**—ભાઈ પ્રભુલાલ જો થયું?

**પ્રભુલાલ**—બસ, મુઠી બંધજ રાખવી જોઈએ. ઉ-ઘાડી કરે સારી નહી.

આવી ગમ્મત ભરેલી માર્મીક વાતો ચલાવતા શ્રી ન-ગર લગભગ આવ્યા.



## પ્રકરણ ૪ થું.

### ચોપાયા.

હોયે પીડા અંગતણી તેતો હું બહુએ સાંખુ;
પીડા પ્રેમની સહન થતી ના, રોજ નિસાસા નાંખુ.

પોતાની એકાંત ઓરડામાં ' **કમળાગૌરી;** આપણ અમૃતશંકરની બેન, અથવા પ્રલ્હાદની ધારેલી પ્રિયા કે, જેની અવર્ણિય નિતીના લીધે, આ લઘુ પુસ્તકને શ્રંગાર આપી શોભાવવાનુંછે તે એકલી બેઠી હતી. તેના મુખની લાવણ્યતા બહુ કાન્તીમય હતી. તેમજ ગૌરવર્ણી બદન તદન નાજુક હતું. તે અદ્યાપી તક કુંવારી હતી, તેની બોલવાની માધુર્યતા માણસોના મનહરણ કરે તેવી હતી. તેની ચાલવાની ચાતુર્યતા કવીઓએ કલ્પેલી ગજગામની કહેવા કાંઈ પણ અતીશયોકતી ભરેલું નોહોતું. આ ચપળાની ચીતવૃતી બહુ ચપળ હતી, પણ પતિવૃતાપણામાં સતીઓની પંકતીમાં ભાગ ન લે તેવું નહોતુ. કુમારિકા પોતાનો વ્હાલો સણગાર સજી બહાર ફરવા જતી ત્યારે તે ઘણા યુવકોને સંતાપ જનક થતી હતી. બલ્કે તેની સામે નેને નેન મીલાવી એક દૃષ્ટિથી જોવાને કોઈ ભાગ્યેજ શકતીમાંન હતું. તેને ઉરવશીની ઉપમા આપવી તે કાંઈ આશ્ચર્ય જેવું નહોતું. ઇશ્વિરે તેનામાં કુદરતી સૌંદર્યતા મુકેલી હતી. જેનું વર્ણન કરવાના માટે મારી કલમ આગળ ચાલતી નથી. તેની સાથે લમગાંઠ બાંધવા ઘણા યુવકો ઉત્સુક હતા. પણ તેમાંના કોઈના પ્રયત્નપાર પડયા નહોતા તેની પવિત્ર વૃતી ચળીત કરવાના માટે કોઈ પણ શકતીમાન નહોતું. પોતાના ઉપર

કુદૃષ્ટીએ જોનારને બહુ તીરસ્કાર ભરેલી નજરે જોતી હતી. આવી સૌંદર્યવંત સ્ત્રી સ્વસ્થ મને મનમાં વિચાર કરતી હતી કે, મેં જે કાગળ લખ્યો છે તેનો પ્રતી ઉત્તર મને અધા-પી તક મળ્યો નહીં પણ મ્હારી સખીએ જે તેની લાવણ્ય-તા તથા ચાતુર્યતા વરણવેલી છે, તેનાવડે તથા મારી ડાહી સખીના ભરૂંસા ઉપર હું વિના પરણાવે મારા મનની સાથે પરણી ચુકી છું. મહારા માબાપ તથા ભાઈ ડાહ્યા તેમજ વિચીક્ષણ છે, એટલે મારા મત્તથી વેગળા રહી બીજી રીતે કરશે, એવું હું માનતી નથી. તોપણ બીજી રીતે કરયું તો માહારે શું કરવું? રે જીવ! તેવો વખત પરમેશ્વર તને દે-ખાડશે નહીં ને જો આવ્યો તો તારા આત્માનો તો કોઈ ધણીછે નહીં! માહારા મનની સાથે મેં મુકરર કરેલું છે કે, આ મારો દેહ તથા આમારો પ્રાણ મેં મારા વ્હાલા પ્રલ્હા-દને અર્પણ કરેલો છે. પણ હે પરમાત્મા! તેના મનમાં મારા વિષે વિચાર સમુળગો નહીં ઉઠે તો આ સાહસ કર્મનું પ-રિણામ કેવું આવવાનું! હું ફક્ત મારી બેનપણીના ભરૂંસે પરિક્ષા કર્યા શિવાય એકદમ પ્રિતીમાં લુબ્ધ બની 'તારી છું,' આ શબ્દ વારંવાર લખી ગઈ છું. ને કદાપિ મારા અવલ-ના વિચાર મુજબ થયું તો મારૂં પતીવ્રતપણું શીરીતે સ-ચવાશે? પણ હે બ્હાવરાદિલ! સબુર પકડ! ઉતાવળ માં કર! ધીરજના ફળ મીઠા છે. તારી સખી એવી નથી કે, તને આવી રીતે ખુલ્લો કાગળ લખવા દઈ ફંદામાં ફસાવે? પણ ના તે બહુ ડાહી તેમજ વિચીક્ષણ છે. વળી તે તેના મિત્ર વેરે પરણેલી છે, એટલે આવતા જતાના અનુભવથી તેના-માં કેટલા પણું છે, તે તેના જાણ્યામાં પુરતી રીતે હશે? એટલે મને મારી કલમ ચલાવતાં બીલકુલ આડી આવી

નહી. નહીતર તે આવું જીંદગાની તક સાલે તેવું સાહસકર્મ કેમ કરવા દે? તેવું બનેજ નહીં! જ્ઞાતીના જમણમાં મેં તેને જોયેલો છે તે હુંશીઆર અને દ્રઢ મનનો યુવક છે, તેવું મારા સાંભળવામાં ઘણી વખત આવેલું છે. તોપણ એક ગામમાં બન્ને હોઈશું તો સુખ દુઃખની અન્યોન્ય વાત ચીતો થશે, એવું ધારી મારી સખી લાકડે માંકડું વળગાડી દે એમ પણ માની શકાય? પણ ના હું તે ભુલું છું. તે કારણ છેક અપુરતુ છે. જુઓ કે, એક ગામમાં રહેવું એતો ઠીક, પણ આ જીંદગી ગુમાવવાના માટે અર્પણ કરાવેલ પત્થર શું યાદ ન આવે? હુંતો ધારૂં છું કે, તેની સાથે વાતચીત કર્યાના બદલે બોલ્યા ચાલ્યાનો વ્યહવાર તક રહે નહીં? રે! જીવ બ્હાવરોબની નકામા તર્ક વિતર્ક ન કર! જે તારા માટે અંતઃકરણથી શ્રમ લેઈ યોગ્ય જોડું મેળવવા ફક્ત દોસ્તીના હકે પ્રયત્ન કર્યા કરે છે તેની નિંધા કરી આભારી થવાના બદલે હરામી નથા? કદાપિ રત્ન લેવા જતાં પત્થર મળ્યો તો શું! પત્થરને તરછોડી રત્ન ખોળવા જવું! ના. તેમ થાય નહીં ને પતી વૃત્તાપણુંપણ સચવાય નહીં. મનની સાથે દ્રઢ કરેલો પતી દુર કરી બીજો પતી ધારવો એ શાણી સ્ત્રીને એબ ભરેલું કહેવાય જે થાય તે જોવાનું છે.

આવા વિચારથી આપણી કમળાગૌરી ગરક થએલી છે. એવામાં એકાએક તેની સખી પારવતી આવી તેની સામે ઉભી રહી વાંચનાર સજ્જનોને મેં આગળ ઈસારા માફક પારવતીના માટે સુચના આપેલી છે, એટલે પારવતી કોણ? તે સમજવામા આવ્યું હશે કે, એ પારવતી આપણા પ્રલ્હાદના વ્હાલામી. પ્રભુલાલની પ્રાણપ્રિયા અથવા તો પ્રલ્હાદ અને કમળાગૌરીનું જોડું એકઠું કરી આપનાર કમળા

ગૌરીની સખી, જેની હકીકત હવે પછી માલુમ પડશે? પારવતી આપણી કમળાગૌરીનો શોચનીય ચેહેરો નિરખી હસતે મુખે બોલી કે,

બેહેન! એટલી બધી શું બળે છે કે, આવનાર માણસને વિવેકસર આદર સત્કાર પણ દેઈ શકતી નથી?

**કમળાગૌરી**—હું બળતી નથી પણ " બળીશ કે ઠરીશ," તેના વિચારમાં ગુંથાએલી છું તોપણ તેવા વિચારોથી મુક્ત થઈ તને આવકાર આપવા બોલું છું કે, તુરત તું આ પ્રમાણે બોલી એટલે તને આવકાર આપવાનો વખત ક્યારે મળેલો છે?

**પારવતી**—તારા મનના તર્ક વિતર્ક મેં કોઈ દિવસ ઠંડા પડેલા જોયા નથી. રખે! મને ગાળોતો દેતી નથી.

**स्वभावो नो पदेशेन शक्यते कर्त्तु मन्यथा ।**
**सुतप्त मपिपानायं पुनर्गच्छति शीतताम् ॥**

સારી પેઠે પાણી તપાવેલુ હોય તોપણ પાછું તે શીથળ થઈ જાય છે. તેની માફક ગમે તેટલા ઉપદેશ કરીએ તોપણ જેનો જેવો સ્વભાવ પડયો તે ફેરવવાને આપણે શક્તીમાન નથી જો કે મારૂં તેં શું બિગાડયું છે કે, હું તને ગાળો આપું?

**પારવતી**—કાંઈ વિચાર પુછું તોપણ હું અવળું બોલુંછું એવું તું સમજે છે, તો આજની નવીન ખબર હું તને કેહેવાની નથી.

**કમળાગોરી**—કેહેવું પડશે? જો કહેવા મરજી અવલથી નહોતી તો ' નવીન ખબર, આ વાક્ય બોલી બીજાના મનને વ્હેમમાં નાંખતું નહોતું,

**પારવતી**—હું સાચું નથી બોલતી એવો તને ભરૂસો છે તો મારા ઉપરં આધાર રાખી નકામો આગ્રહ શા માટે કરે છે? એ કાંઈ અગત્ય ભરેલી નવાજુની નથી.

**કમળાગૌરી**—તું સાચું નથી બોલતી એવું કહેવાનો મારો હેતુ નથી. મને તારો વિશ્વાસ નહોતો તો હું તને મારી જીંદગીનું સાર્થક કરવાનું મોટું કામ સોંપત નહીં. હાલ મારે આગ્રહ કરવાનો વખત શાથી છે, તે તારા તે તારા જાણવામાં ક્યાંથી હોય ?

**પારવતી**—ત્યારે તમે 'બળીશ', ઠરીશ, ના વિચાર પાર પાડનારની હકીકત માગતા હશો ? પણ એટલી વારમાં તે હકીકત શાની આવે ?

**કમળાગૌરી**—મને તો ખાત્રી થાય છે કે, એજ બાબતની નવાજુની છે. તોપણ બીજી નવાજુનીની વાત શી છે ? નકામો વખત ન ગુમાવતા તુરત કહી દે તો વધારે સારૂં અજંપો કરાવ્યામાં તને શું હાંસલ છે ?

**પારવતી**—કાંઈ નવાજુની નથી. તારા મનના તર્ક વિતર્ક હડાડવાના માટે 'નવાજુની છે' આવું કહ્યું હતું.

**કમળાગૌરી**—આતે તર્ક હડાડયા કહેવાય કે વધારે કર્યા કહેવાય. બેન હું તને પગે લાગુછું, જે હકીકત હોય તે કહી દે ?

**પારવતી**—આજે મારા નસીબ ઉઘડયાં કે, તું મને પગે લાગી અહો ! ગરજ કેવી ઘેલછા કરાવે છે.

**કમળાગૌરી**—જો તું એમ માને છે તો નવીન ખબર મને નહીં કહે ત્યાંસુધી હું પ્રતિજ્ઞાપુર્વક કહુંછું કે, તારી સાથે નહીં બોલું ?

એવું કહી રીસાળવું મોઢું કરી વાતચીત કર્યા સિ-
વાય એક બાજુ બેસે છે?

**પાર્વતી**—તું એક વખત મારી સાથે બોલતો
કહી દઉં?

**કમળાગૌરી**—ના બોલવાની નથી?

**પારવતી**—એ તો બોલી ચુકી?

એમ કહી પોતે લાવેલો કાગળ **કમળાગૌરી**ના આ-
ગળ મુક્યો. તે ફોડી વાંચી છાતી સરસો દાબી, પ્રેમાલીં-
ગન દેઈ વારંવાર વાંચવા માંડી તે જોઈ **પારવતી** બોલી કે-

ઘેલી થઈ ગઈ કે શું?

એવું કહી તેના હાથમાં રહેલો કાગળ ઝુટવી લેઈ
વાંચ્યો તો તેમાં નિચે મુજબ લખેલું હતું.

તા. ૩૦-૧-૯૧

મુ. ગંગપુર

**મ્હારી વ્હાલી!**

**ઈંદ્રવિજય છંદ.**

હે કમળાગવરી મનમાં નવ, માનનિનો હું પિપાસિત પ્યારી,
જ્યાં કરમાંહ વસ્યો પ્રિય પત્ર, તહીં રિસ મારિ ભલો રસધારી;
હું ન મળ્યો ગણુતી પ્રિય પ્યારિ મને મસ આ શુભ વ્હાલિ વશીશી,
હે કમળાગવરી પ્રિય પ્યારિ, તમારિ સખી શુભ પારવતીથી. ૧
હે પ્રિય સ્વચ્છ મહોબત છે, નહિ તો મનડું અહિ પુર્ણ મદે છે;
હે પ્રિય સ્વચ્છ મહોબત છે, પણ આ જીવડો તુજ પાસ ભમે છે,
હે પ્રિય સ્વચ્છ મહોબત છે, તન તાપ ભર્યું ભડકેથિ બળે છે,
હે પ્રિય સ્વચ્છ મહોબતથી, મનના ઉભરા મન માંહિ રમે છે. ૨
હે પ્રિય પ્રેમ કટાક્ષ થકી જન ઘાયલ ભુત સમાન ભમે છે,
હે પ્રિય નેનશું નેન મિલે જન જુથ્થ જહી તહિંઆ લથડે છે;

હે પ્રિય વિર્હ થયો નિજ, દોસ્ત સુતાવિનતા વિન ચેન પડેના,
હે પ્રિય કાગળ આગળથી મુજને અહિ વીર્હ સમાન નડે હા. ૩
હે મન વીમળ યાદ કરી તું સલામ કહેજ સલામ કહેલા,
આવિશ લાવિશ ભાવિશ ભાભિ હું ભોળપણે કદિ ભુલિ ભમેના;
દુઃખ ટળે નહિ સુખ મળે નહિ કેમ મળે મનની મન માંની,
ખોળું ઉપાય ખસૂસ કરી પણ પાર ઉપાય રહ્યો દિલજાની. ૪
છે દધિ અંદર નાવડું નાવડું[1] વાયુ વિશેષ કરી કનડેછે,
છે હુંશિઆરજ નાવિક નાવ તણો નહિ તો અહિં નાવ બુડે છે;
પાર સુધારિ સુધારિ ઉતારિ વિચારિ વિચારીજ નાવડું લાવે,
શે જગદિશ કરે કરૂણા નવ નાવડું આવડું તો અથડાવે. ૫
હે કમળા ગવરી લવરી કરિ હું અવિચારિ ગણાઇશ તેથી;
ધારિશ હે હૃદયે નવ રીસ તું રિશ સમાવિશ શાન્ત ચિતેથી.
અંગ ન બાળિશ પ્રેમ ન ટાળિશ, તેમ વિસારિ વિસામ કરેના.
જો અવળી બનિ તો નબળી થઈ હાલત દેહનિ હોડિ તણી હયાં ૬

**મને મારા ઉપરીએ ખાલી વાદળી સાથે રેહેવા હુકમ ફરમાવેલો જે પાછો ખેંચી લેવાના માટે મેં મોટો તુમાર ચલાવ્યો, કેહેવું દુરસ્ત નથી તોપણ બળતાં કહું છું કે, મારા નિર્દય ઉપરીએ વારંવાર પૃથમ હુકમ મુજબ વર્તવું, એવું ઠપકાની સાથે લખ્યું તેથી વાંચનાર ખચીત્ત માનજે કે, ચાલતી બાબત ઉપર મારૂં મન બિલકુલ નહોતું.**

**તારા પ્રેમ ભરેલા પત્રના અવલોકનથી મારૂં ઠંડુ થઇ ગયેલું લોહી ગરમ થયું, નાડિઓ**

---

[1] મોટું નહીં.

સતેજ થઇ જો શબ્ંધ વેહેવા લાગી. ચિતવૃત્તી ચોળાઇ, મ્હારાથી હવે રહેવાતું નથી, હું બળું છું! હે ઇશ્વર! મને યુદ્ધ જલ્દી બતાવ કે, મારા મનની મુરાદો બહુ ત્વરાથી પાર પાડું.

જેના માટે મને પુરતી નાઉમેદી ઉત્પન્ન થયેલી હતી, તેજ બાબતની નૌકામાં બેસી પાપથી મુક્ત થવાના માટે તથા વ્યાપારના માટે સામુદ્ર યાત્રાની મુસાફરીએ નિકળીશ. મને સંપુર્ણ આશા છે કે, આ ભવિષ્યના વ્યાપારના સટ્ટામાં હું ફળિભુત થઈશ. આ સટ્ટો ફળિભુત થવાનો છે એટલે રસ્તાની આપત્તીઓ મને નડવાની નથી તોપણ ભવિષ્યથી બે માલુમ છીયે, એટલે તેની વધારે મજબુતાઇના માટે મ્હારી સાથે "મ્હારો" લાવીશ? સણજજે કે, "તને સુખી દેખી તારી સખી દાઝે નહીં" અમે રસ્તાના અજાણ્યા છીયે, માટે સફાઇ કરી તેમઅમારી થતી ગોતમાં નિરાશકરી, પ્રસંગોપાત હરેક યુકતીથી ધારેલા બંદરે થોડી મુદતમાં જઇશું, ઉતાવળ છે? તેમ ચેનનથી. તા.સદર

લી. તારો શુભેચ્છક.

**પ્રલ્હાદના યથાયોગ્ય.**

**કમળાગૌરી**—બેહેન મને મારો પત્ર આપ કે, જેનાવડે મારા દુઃખી જીવને ધીરજ આપું તુતો તારા પ્યારાના દર્શનનો મોટો લાભ લેઈશ.

**પારવતી**—મારે એ દર્શનનો લાભ થયેલો છે, તોપણ ઇચ્છા રાખું છું કે, હમેશા થજો પણ મારા ધારવામાં નહોતુ કે, આવા એક પત્રથી આમ બનશે જો કે મને

મોટો લાભ થશે! તો તારે મળવામાં શું બાકી છે?

**કમળાગૌરી**—ભવિષ્યમા શું થવાનું છે, એ કોઈ પણ કહી શકવા શકતીમાન નથી. થશેજ? પણ તારે તો ભવિષ્યના ઉપર આધાર રહેલો નથી.

**પારવતી**—ના તારૂં બોલવું ભુલ ભરેલું છે. મારે પણ હવે મળવાનું છે, તે તારે પણ તારા ધારેલા પ્રિતમને હવે મળવાનું છે. એટલે આ પ્રસંગે આપણા બન્નેજણામાં ચાલતી બાબતમાં તફાવત હોય? એવું તુંતો શું? ને બીજું કોઈ પણ કહી શકવાનું નથી. પણ જો પત્રના પેહેલા પેરેગ્રાફનો અને તેની નિચેના પેરેગ્રાફનો મતલબ શું છે? એ મતલબમાં શું! તારા ભાગ્યોદયની કમી નિશાની છે?

**કમળાગૌરી**—તેમના પિતાજીએ અયોગ્ય કન્યા સાથે સગપણ કરેલું તેથી સ્ત્રી જાતપર તેમની આકાંક્ષા નોહોતી, અને હવે થયેલી છે. આવો તારા બતાવેલ બે પેરેગ્રાફનો મતલબ મારા સમજવામાં આવે છે? મારા ભાગ્યોદયની કમી નિશાંની છે એવું હું માનતી નથી.

**પારવતી**—જો જે બેહેન! લાકડે માંકડું વળગાડેલું છે? પાછળથી પસ્તાતી નહીં? પછી અમારા વગોણાં કરશો તે કામનાં નથી,

**કમળાગૌરી**—અમારે છો લાકડે માકડું રહ્યું! પણ તારા સુખના માટે તેઓ કેવી મેહેનત લેવાના છે?

**પારવતી**—જો કે તેમા તારૂં અલ્પ સુખ છે, ને મારૂં ઘણું છે એટલે તું કહેજ કેની?

**કમળાગૌરી**—જ્યારે આવશે અને મારા માબાપના હ્રદયમાં ઈશ્વિર વાસ કરશે, ને મને સાથે રેહેવા ખુશીની સાથે હુકમ ફરમાવશે? ત્યારેજ પુર્ણસુખ મારે માનવું જોઈ-

એ? ત્યાં સુધી તો મારે તારા કહેવા મુજબ અલ્પ સુખ માનવાનું છે. પણ અત્યારે તો મારી જાતના ભવિષ્યના વિચાર તારે તો ભુત થયેલા છે. જો કે, તેં તારા ગરમ શરીરની લાહ્ય ઓલાવેલી છે.

**પારવતી**—તું હવેના અનુભવથી જોઇશ કે, ગરમ શરીર અને ઠંડા શરીરમાં કેટલે દરજ્જે સુખ રહેલું છે. સાંભળ ઠંડા શરીરથી ગરમ શરીરના ઉકળાટા, "આવું સુખ હોય તો સારૂ, તે તમામ વિચાર નાશ પામે છે. કદાપી ગરમ શરીરની વ્યાધી પિડા કરે તોપણ તે હમેશાનું છે એમ સમજી જીવને શાન્તા આપવી પડે છે. અને આતો લેવાનું છે? આ બેઉના અંદર જે હર્ષ રહેલો છે, તેને તું શું સરખો કહી શકે છે?

**કમળાગોરી**—ના હું બેઉ હર્ષને સરખો કહી શકતી નથી. મારા પેહેલાના કહ્યા મુજબ હું તેમાં ઘણો તફાવત જાણું છું. પણ લેવો, ને લીધો, આ બે શબ્દના અર્થમાં કેટલો મોટો ફેરફાર રહેલો છે. લેવો, એનો આધાર ભવિષ્ય ઉપર છે. ને લીધો તેમાં ભવિષ્યની વાત કેટલી રહેલી છે? હુંતો સમજુ છું કે, લીધો તેજ ખરો છે.

**પારવતી**—ત્યારે તો આપણે એવુંજ કરવું જોઇએ કે, કમાઇએ તેટલું ખાઈ જવું? જે સુખ લીધું તે ખરૂં છે, તેવું માની વૃદ્ધાવસ્થાના સુખ પણ યુવાવસ્થામાં ભોગવવા બદલે કોઈપણ જાતનું કામ આગળ ઉપર ન રાખવું?

**કમળાગોરી**—વખત વખતને અનુસરે છે. ઝાડનું કામ ઝાડથી થશે, પણ તે કામ જાનવરથી થશે નહીં. તે-

મજ જાનવરનું કામ ઝાડથી પણ થઈ શકશે નહીં. તેમજ એક ઘોડો કે જેનું ખર્ચ દરરોજ રૂ૧-૦-૦ થતું હોય, તે ખર્ચ ઘટાડવાના માટે તેની જગ્યોએ ચાર ગદ્ધાં રાખીએ તો શું ઘોડાની ગરજ ગદ્ધાં પુરી પાડી શકવાનાં હતાં ?

**પારવતી**—તારૂં કહેવું કેટલેક દરજ્જે ખરૂં છે. પણ એવાં ઘરેણાં શું પેહેરવાં કે કાંન તુટી પડે ? આપણે ખર્ચની વાત ચાલતી નથી.

**કમળાગૌરી**—મારૂં પણ કેહેવું એમ છે કે, ખર્ચની વાત ચાલતી નથી. પણ ગદ્ધાથી ઘોડાની ગરજ સરતી નથી તેમજ વૃદ્ધાવસ્થાનું સુખ યુવાનીમાં લેવું તેથી પણ ગરજ સરતી નથી. તે ક્યાંઈ દેખ્યું છે કે, સ્ત્રીની ગરજ પુરૂષે અને પુરૂષની ગરજ સ્ત્રીએ સારી?

**પારવતી**—મારા જોવામાં ઘણી વખત આવેલું છે કે, કોઈ પુરૂષને સ્ત્રી મરી ગઈ ને તેને બાળ બચ્ચાં ઘણાં હતાં, તો જેવી રીતે સ્ત્રીના વખતમાં કામ ચાલતું હતું. તેવી રીતે તેણે ચલાવેલું? તેમજ પુરૂષ વિના સ્ત્રીએ પણ ચલાવેલું પણ કામ પડી રહેલું નહોતું.

**કમળા૦**—કાંતો તું મારા બોલવામાં સમજતી નથી, અથવા તો ખરી ખુબી ઉડાવે છે પણ સભ્યતાની ખાતર મારૂં વાક્ય સિદ્ધ કરવાના માટે હું માગતી નથી.

**પારવતી**—સભ્યતા રાખવા મરજી હતી તો સ્ત્રી પુરૂષનું દૃષ્ટાંત તું આગળથી આપતજ નહીં 'લેવો છે, એ બાબતપર તારો વિચાર ન હોય તો તું નકામા કાગળ લખી બનેં છે, તે બીજાને બનાવે છે. માટે તે વાત છોડી દે? તને ખબર હશે કે, ડાહ્યા પુરૂષો અનાજનો સંઘરો શા માટે રાખતા હશે ? મીંયાભાઇની માફક કલ કોન દેખેગા,

આયાસો ઉડાયા, એ માફક વિચાર કેમ રાખતા નહી હોય?

**કમળા૦**—માણસોના ઉપર મર્ણ છે. પણ આશા તો તો અમ્મર છે. તું તારાં પ્રિયેની સાથે આ દુનિઆનું જે સુખ હમેશાં ભોગવે છે, તેની બીજે દિવસે આશા કેમ રાખે છે? પણ સદરહુ આશાનો નાશ કેમ કરતી નથી! તેવીજ રિતે ભવિષ્યનો લાભ ઇચ્છી વ્યાપારીઓ ઈનાજ નો સંધરો કરે?

**પારવતી**—ત્યારે શું? ઠેકાણે આવી કે? હવે કહે લેવો છે, એ લીધા કરતાં સારો નથી.

**કમળા૦**—ના મારી જાતે કદી કબુલ થવાનું નથી, કારણ હરેક કામ કરવામાં વિચાર શક્તિની ઘણી આવશકયતા છે. આશા અમ્મર છે એ ખરૂં છે, પણ આશાવાળાં તમામ કામ ફળીભુત થાય નહીં?

**પારવતી**—તેનાજ માટે હું કહુછું કે, જે વખત જાય છે, તેજ નિર્મિત છે, એવું સમજી ભવિષ્યનો સટ્ટો કરવા તારી હીંમતની હદ ઓછી કર!

**કમળા૦**—તે હદ ઓછી કરવાંનું કારણ તેં કાંઈ રાખ્યું નથી. એટલે એ રીતે તું મારા સામનાવાળી છે. તોપણ પોતે પત્રમાં તારૂં નામ કેવી રીતે ગોઠવેલું છે?

**પારવતી**—તું ભુલે છે. જો પ્રથમ તુને પછી હુંછું.

## ઇંદ્રિવિજય છંદ.

હે કમળા ગવરી મનમાંનવ માનનિનો હું પિપા સિત પ્યારી
જ્યાં કર માંહ વસ્યો પ્રિય પત્ર તહીં રિસ મારી મલો રસ ધારી
હું ન મળ્યો ગણુતી પ્રિય પ્યારિ મને મસ આ શુભ વ્હાલિવ શાશી
હે કમળા ગવરી પ્રિય પ્યારિ તમારિ સખી શુભ પારવતીથી

**કમળા૦**—તેમાં તું શું જુએ છે. તને તારા પ્રિય તમે સલામ પણ કહેલી છે. અને મોટો ઉપકાર માને છે કે, આ અન્યોન્યની પ્રિતી તારી સખી પારવતીએ કરાવેલી છે, કે પછી શું! તમને કેટલા માન્યથી બોલાવે કે, તમે પ્રસન્ન થાઓ ?

**પારવતી**—અમારે બાઈ પ્રસન્ન કાંઈ થાતું નથી, તમારૂં કામ થાય એટલે હું મારા મને તૃપ્ત છું, મારે ત-મારી દલાલી જોઈતી નથી.

**કમળા૦**—તમે ધારતાહો તોપણ અમે દલાલી આ-પીએ નહીં ? પ્રીતીના હકમાં જે કામ કરવું તેનો પૈસો બેસતો નથી, સબબ તે કામ દલાલીના પાત્ર થતું નથી.

**પારવતી**—ત્યારે તમારૂં જોડું દલાલી ના બદલે પ્યાર-થી બોલાવશે કે કેમ ?

**કમળા૦**—જોડું બનશે ત્યારે 'પ્યાર, રાખશે ? તેમાં તો કાંઈ અજબ નથી. પણ તે દરમીઆન તારૂં સુખ તે-ઓ કેટલું બધું ચાહે છે કે, તારા સુખના અર્થે પોતે પો-તાનો પ્યારો લાવશે ?

**પારવતી**—કોણ જાણે મારા સુખના માટે લાવવા ના છે કે, રસ્તાની આપત્તીરૂપી તારા ઘરના માણસોનો શક જાય તેથી બચવાના માટે સાધનરૂપ લાવવાના છે. તે કાંઈ તારા વિચાર મુજબ નકીપણે કહી શકાય નહી !

**કમળાગોરી**—રસ્તા રૂપ તારી બતાવેલી વિપત્તી નડવા મને સંભવ નથી. 'પણ સુખ દેખી ન દાઝે' તેના માટે તેમણે આગળથી ગોઠવણ કરેલી છે.

**પારવતી**--કહેલું છે કે 'સમુદ્ર ઉપર વરસાદનું વ-રસવું, તૃપ્ત ને ભોજન જમાડવું, અને દાહાડે દીવો કરવો

વ્યર્થ છે, તેની માફક તારી આગળ ખરૂં કારણ કહીશ તો-પણ તે ફોગટ છે.

**કમળા૦**—તારે માનવું હોય તો માન, પણ એટલું તો હું ખાત્રીથી કહુંછું કે, આ છંદના અંદર તારૂ નામ ગોઠવતા તેમને ઘણી તસ્દી પડી હશે?

**પારવતી**—દુનિઆમાં પ્યાર એ એક અજબ ચીજ છે. એક ફક્ત મારૂં નામ ગોઠવવું પડયું તેમાં પોતાના પ્યારાને તસ્દી પડી! પણ પોતાના માટે જે આખો કાગળ લખવો પડયો, તેતો તસ્દી ન કેહેવાય કેમ?

**કમળા૦**—હું નથી ધારતી કે, તેમાં પોતાને તસ્દી પડી હોય? કારણ પ્યારનો જોસ્સો ઘણો મજબુત છે. અને તેનાવડે તેજ પ્રસંગે તેજ બાબતનું ઘણું અઘરૂં કામ કર-વાનું હોય, તોપણ તે સેહેલું રૂપ પકડે છે. એટલે એ આ-ખો કાગળ લખવો તે ઘણો સેહેલો કહેવાય?

**પારવતી**—જ્યારે આટલો કાગળ ગોઠવવાને તેમને તારા કેહેવા મુજબ કાંઈ મેહેનત પડેલી નથી? તો મારૂં ચાર અક્ષરનું નાનુંશીકડુ નામ ગોઠવવાને તેમને કાંઈ મ-હેનત પડી નહી હોય? જો મહેનત નથી પડી તો તું કબુલ કરકે, 'મારા પ્યારાને પરિશ્રમ પડેલો નથી;

**કમળા૦**—મારાથી કબુલ કેમ થાય કે, તેમને પ-રિશ્રમ પડેલો નથી. મારૂં કહેવું પ્રથમ દરજે એવુંછે કે, પ્રિતીના પ્રવાહમાં તણાયા જતાં હોઈએ, અને મનભ્રમીત ન હોય એટલે કે, પ્રીતી બાબતના વિચારોમાંજ મન ધુમી રહેલું હોય, ત્યાં બીજો વિચાર કરવા જઈએ પણ તે ગમતો નથી, તેવી રિતે જે બાબતપર પોતાનું લક્ષ હતું,

તેમાં આડે તારૂં નામ ગોઠવવા તેમને કેટલો શ્રમ લેવો પડેલો હશે ?

**પારવતી**—જે વાત કરતા હોઈએ તેમાં કોઈબીજી વાત લાવી મુંકે તો તે બેશક ગમતી નથી. પણ જે બાબતની વાત ચાલતી હોય તેનીજ પુષ્ટીમાં જે કાંઈ કહેવામાં આવે તેમાં હું નથી ધારતી કે, તસ્દી પડી કહેવાય ? એ તો બાબતને શણગારી કહેવાય. તું ઉપર કહી ગયેલી છે કે, 'આ ઓળખાણ કરાવનાર તારી સખી છે, એટલે પ્રથમ મારી બાબતસર વિચાર હોય, ને વચમાં તારી બાબત આણવી પડી એટલે તારૂં નામ ગોઠવવા તસ્દી પડેલી સમજાય ?

**કમળા૦**—લે બેહેની! એ તમામ તસ્દી મારા માટે પડી. પણ મને હર્ષની સાથે અશોષછે કે, એ બદલો વાળવાનો વખત ઈશ્વર ક્યારે બતાવશે ?

**પારવતી**—ચાલતી વાત ડુબાવવાના માટે તારા પ્રયત્ન અનહદ છે. હું માનુછું કે, મારા ચાલાકભાઈને સમજાવવામાં તું પુરતી રિતે કુશળ નિવડીશ. પણ તું યાદ રાખજે કે, ચાલાકી તારા મનસ્વી વિચાર પ્રમાણે ચાલવાની નહીં?

**કમળા૦**—અરે તું મારે બેનના સમાન છે, જો તું મારા પ્રિયતમને ભાઈ સમજે છે તો હું તારી 'ભાભી, નિશંકપણે ગણાઉં. આવું તારા જેવી ડાહી અને વિવેકી સખીએ બોલવું એ દરિઆ વચ્ચે ડુબાવ્યા બરોબર છે.

**પારવતી**—મે તને 'ભાભી, શબ્દ કહેલો નથી છતાં આટલી દલગિરી બતાવે છે તો હું પણ તારા અપૂર્ણ વિચારના માટે પુરેપુરી દીલગીર છું. તોપણ તારી પાસે

માફી માગુ એવો તારો હેતુ છે તો હું એક વખત નહીં, પરંતુ પચાશ વખત માગુંછું.

**કમળા૦**—મ્હારી વ્હાલી સખી! આટલું ઉંડુ ઉતરી બોલવાનું કાંઈ પણ કારણ નહોતું. મારા મનમાં વિચાર આવ્યો હતો કે, કાંઈ પણ કારણ હશે? પણ છુપાવવાનો હેતુ માત્ર એટલાજ સારૂ હતો. કે, જો કાંઈ પણ યોગ્ય કારણ નહી હોય તો તુરત દબાઈ જશે? હવે તારૂં કારણ તું મારી આગળ ખુલ્લા દિલથી દરસાવ? હું તને મારી સોગન આપુંછું. અને હું જે અયોગ્ય શબ્દ બોલી તે પાછા ખેંચવાની સાથે ઘણો પસ્તાવો કરૂં છું.

**પારવતી**—એવું તો સાધારણ રીતે પણ બોલી શકાય છે?

**કમળા૦**—એ મારા સમજવામાં છે, પણ હકીકત કહેતો વધારે સારૂં!

**પારવતી**—એક વખત હું માહારે સાસરે વિજયાગૌરીની સાડી જેવી સાડી પેહેરી ઘરમાં કામકાજ કરતી હતી. તે વિજયા તારા ધારેલા પ્રિયતમની બેન થાય છે, તે પણ કોઈ કારણસર મારા ત્યાં આવેલી હતી ને પ્રલ્હાદ તથા તેનો દોસ્ત ગમ્મતમાં પોતાના દલાહેદા મકાનમાં બેઠેલા હતા. પોતાની બેન આવેલી છે એવું પ્રલ્હાદના જાણુવામાં હતુ, પણ વિજ્યા તુરત જતી રહેલી હતી ને હુ ચોકમાં આડા મોઢે ઉભેલી હતી ત્યાં પ્રલ્હાદ બ્હાર આવી બોલ્યા જે "બેન પાણીનો લોટો આપ? મેં તુરત પાછું વાળી જોયું તેથી તેઓ શરમાઈ ગયા, ને પાણીનો લોટો લેઈ જતી વખત બોલ્યા કે, ભાભી સાહેબ! આજે ભુવાવો આપ્યો?

**કમળા૦**—એતો ઠીક! તું તેમને ભાઇ માફક ગણે

છે, તેમણે તને બેહેન કહેલી છે, વળી તે તારા વ્હાલાને ભાઈ માફક ગણે છે, જો ભવિષ્યનો વિચાર પાર પડયો તો મારે તને કેવા પ્રસંગે બોલાવવી?

**પારવતી**—બેન કહી બોલાવવી.

**કમળા૦**—આપણી દોસ્તીના હકમાં હું તને બેન બરોબર સમજું છું. પણ બીજી રીતે તમને મારે 'પારવતી બા, કે,' જેઠાણીજી, કહેવા.

**પારવતી**—ત્યારે આપણે કસ્તુર ભાભીની સાથે તમામ જાતની બોલવાની છુટછે, એવો સ્નેહ છે. તે સ્નેહમાં આપણે કસ્તુર ભાભીને બેહેનની માફક જાણીએ છીયે તો શું! આપણે અમૃતશંકરને બીજી રીતે બોલાવવા? પણ ના દુનિઆનો ધારો છે કે, કોઈ વૃદ્ધ માણસ જતો હોય તો તેને 'કાકા, કહીને ઘણા માણસો બોલાવે છે. તો શું! તે કાંઈ કાકો થઈ ગયો કહેવાય? પણ ના અંદર અંદરનું જે સગુ હોય, તેજ સગપણે યા તેજ સ્નેહે બોલાવાય.

**કમળા૦**—કહેલું છે કે, ભણેલો માણસ અજ્ઞાની સખ્સને ઓળખી શકે છે, કેમકે પોતે પણ એક વખત અજ્ઞાની હતો. પણ અજ્ઞાની સખ્સ ભણેલા સખ્સને કદી ઓળખી શકતો નથી કેમકે પોતે અજાણ્યો છે.

**પારવતી**—હા, તારૂં કહેવું ખરૂં છે. પરંતુ તારા કરતાં હુ વિશેષ ભણેલી નથી?

**કમળા૦**—બેન તું ભુલાવો ખાય છે, અથવા તો બીજાને આપવા ચાહે છે, પણ મારા કરતાં તુ વિશેષ ભણેલી છે એમાં તું તો શું! પણ અન્ય માણસોએ કબુલ કરશે, કારણ તારો અભ્યાસ મારાં કરતાં વધારે છે?

**પારવતી**—તારૂં કહેવું સમજી હું તને ભુલાવો આ-

પવા ચાહાતી નથી, પરંતુ આમાં મારી બુદ્ધીનોજ ભુલાવો છે. પણ તું અપુર્ણ વિચારે બોલી હોઉ એવું મારી નજરમાં આવે છે. કારણ હું તમામ રીતે ભણી ચુકી કેહેવાઉં નહીં પણ મારે એટલું તો કબુલ કરવું પડે છે કે, હું ઉંચા ધોરણમાં ગઈ છું એટલે નિંચા ધોરણની ગમ્મત વિસરેલી છું પણ વિચાર કે તેજ નિશાળે ભણવાના માટે તમે પાટલીપર ધુળ નાંખો છો તો હવે થોડે થોડે ભણશો એટલુંજ બાકી છે?

**કમળા૦**—તારા કહેવા મુજબ હવે પછી ભણવાની છું, એટલે આ ભવિષ્યના સટ્ટાની હકીકત ખાત્રી પુર્વક કહી શકાય નહીં પણ તમે તો નિંચા ધોરણમાં પાસ થઇ ઉંચા પ્રકારની કેળવણી લ્યોછો? એટલે ઉંચા પ્રકારની કેળવણીની ગમ્મતના લીધે નિંચાધોરણની ગમ્મત વિસરો, તેમાં હું પણ કાંઈ અજબ માનતી નથી.

**પારવતી**—તને માલુમ તથા અનુભવ પણ છે કે, ખીલતી યુવાની માણસ માત્રને વ્હાલી લાગે છે. પણ વૃદ્ધાવસ્થા વ્હાલી લાગતી નથી, તેમજ ભણવાં બેસતાં ઘણું વહાલું લાગે છે. પણ ભણતાં તે ઘણું અઘરૂં માલુમ પડે છે.

**કમળા૦**—ભણતાં તને અઘરૂં માલુમ પડતું હશે? એ વાત હું ખરી માનું છું પણ થોડો વખત ગુજર્યાકેડે અને તેમાં પોતાનું લક્ષ લાગ્યા કેડે, અઘરૂં માલુમ પડતું હોય તેવું મારા ધારવામાં નથી.

**પારવતી**—જેમ જેમ ભણવા માંડયું તેમ તેમ નવાં પુસ્તકોનો હૃદયમાં વાસ કરવો પડે છે અને એકુદરતી નવો અભ્યાસ ઘણી પિડા આપે છે. તે વખતે બળ્યું આ ભણતું, એવું લાગે છે.

**કમળા૦**—કોઈની દહન ક્રીયા થતી વખતે સ્મશાને

ગયેલા હોઈએ ત્યારે મરણના ભય વિષે વિચાર ઉત્પન્ન થાય છે. પણ ઘરે આવ્યા કેડે તેમાંનું કાંઈ સાંભરતું નથી. તેની માફક તારી બતાવેલ પિડા વધારે વખત રેહેતી નથી તેમજ તે પુસ્તક તમારા હૃદયની સાથે પરિપકવ થઈ બુદ્ધીરૂપે બહાર પ્રકાશ આપે છે. અને જે વખતે હર્ષથી બોલાવે છે ત્યારે કેવું વ્હાલું લાગે છે? તેવાં પુસ્તકોનો વાસહજી તારા હૃદયની સાથે થયેલો નથી, તોપણ વાત ઉડાવવાના માટે આવી તદબિરો શા માટે કરે છે, તેમજ ભણેલી છે, તેથી સંતોષ ન થતાં પ્રતિદિન ભણવા ઉમંગ કેમ વધારે છે?

**પારવતી**—હું કહું છું તે વાત તને પસંદ પડતી નથી તો તે કેહેવા મારે જરૂર નથી. મારા અસંતોષનું કારણ એટલું છે કે, જે કામ લીધું તે પાર પાડવું એવો મારો હેતું છે તોપણ આ જવાબ ઘણો અપુર્ણ છે તેના જવાબની તને અનુભવ થયે ખાત્રી થશે?

ઉપર પ્રમાણે વાતચીત થતાના દરમીઆંન આપણા આ લઘુ પુસ્તકની પ્રિયા **કમળાગૌરી**ની ભાભી **કસ્તુર**યા **અમૃતશંકર**ની પ્રીયા આવી તેમના પાસે ઉભી રહી. હર્ષની સાથે અન્યોન્ય ભેટયા, કસ્તુરે પોતાની વિતક વાર્તા અથઈતી કહી સંભળાવી, તેથી પારવતીએ કમળાગૌરીને કહ્યું કે, **ધારેલા બંદરે વ્યાપારી આવી પોહોંચ્યો** છે આથી તે સમજી ગઈ ને તમામ નિચે આવ્યા.



## પ્રકરણ ૫ મું.

### ઇંદ્રવજા જંદ.

શ્રંગાર સારા સજવા ગમેના,
બાગો બગીચા ભમવા ગમેના;
સજીવનં જીવ ઉડી જતોરે,
આહા ! પ્રિતીમાં રસ શું રહયો છે?

રાત્રીના સાત વાગ્યાનો અરસો હતો. ચંદ્રમાના પ્રકાશમય કિરણો તદન હરકત રહીત આ દુનિઆ ઉપર સ્વચ્છ રીતે પ્રકાશિત થયેલાં હતાં. પવન પણ રૂતુને અનુસરતો જોકે ગરમીમાં મત થયેલો હતો, તથાપિ ગરમિનું અહેપદ તજી દઈને શાન્તતા ધારણ કરી, શરદ રૂતુંના વાયુની માફક અથવા તો, ઘણા દિવસના વિરહથી પિડિતમાંન પુરૂષને તેની પ્રિયા મળી, તે વખતની બેશુદ્ધિ ટાળવા, ખસના વિંજણે પવન ઢોળતી હોય ? તેની માફક મંદમંદ રૂપે આ દુનિઆના દુ:ખી પુરૂષો કે જેઓ વિરહે અથવા અવિરહે પણ વિરહ સમાનના દુ:ખે દુ:ખી છે, તેને પ્રિયારૂપ બની શાન્તતા પ્રસારતો હતો. વિલાસીજનો આનંદરૂપી મદિરા પાંન કરી આ હુનાળાના દિવસની ગરમીથી પોતાના તપેલાં તન તથા તે પ્રમાણે પોતાનાં ગભરાએલાં મનને શાન્તી આપવાના માટે ચંદ્રમાના પ્રકાશથી રૂપેરી આભાષે બંનેલી શાન્તમય અગાશીમાં પોતાની પ્રિયાની સાથે હાસ્યાવિનોદમાં ડોલી રહેલા હતા. મુસાફર લોકો પોતાની મુસાફરીની મેહેનતથી મુક્ત થઈ વિશાલ મેદાનમાં પડયા પડયા ચંદ્રને ચકોરની માફક ચુંબન આપવા માગતા હોયની, તેવું જોવામાં આવતું હતું. શહેરમાં ઘણા ભાગે આનંદનો

વરસાદ વરસી રહેલો હતો, બલ્કે દુઃખી પુરૂષોના દુઃખપણુ આ આનંદની લ્હેરમાં તણાઈ શાન્તવન થયેલાં હતાં. મોજીલા લોકો સતાર, સારંગી વગેરે વાજીંત્રના વાદ્યે શોખીલા સજ્જનોના શિર ડોલાવતા હતા, અને કેટલાક નિશાબાજ લોકો નિશામાં નિમગ્ન હતા. કેટલીક પાપ મુલક વિલાસીનીઓ પોતાના મંદિરના દ્વાર આગળ ખુરશીઓ નાંખી પોતાનો સરસ કસકસતો શણગાર સજી અડધા ઉઘાડા શીરે પગ ઉપર પગ ચડાવી ઝીણાસ્વરે 'કનસર્ટી' બજાવી આવતા જતા વિલાસી જનોના મનપર કામેચ્છા ઉપજાવી અણીઆળી આંખે આવવા માટે ઈસારો આપતી હતી. કેટલીક જગોએ નાચરંગ થઈ રહેલો હતો. અને ઉંચી જાતના અત્તરોની ખુશબો મગજ તર કરતી હતી. વ્યાપારીઓ પોતાની દુકાનનો સામાન સંકેલતા હતા. સરાફી લોકો પોતાના નાણાની થેલીઓ પોતાના મેળની સાથે મેળવી જમે ખર્ચ નાંખતા હતા. કારીગર લોકો પોતાના ધંધેથી મુક્ત થઈ ઘરે મજા મારતા હતા. ગરીબ મજુરો પોતાની મજુરીથી થાકી જ્યાં ત્યાં લોથ થઈ પડેલા હતા. હવા ખાવાના માટે ગયેલા શોખીન પુરૂષોની બગીઓ ધમધમાટ કરતી આવતી હતી. તેમજ જાહેર રસ્તા ઉપર હજારો માણસની ગીરદી આવાગમન કરતી હતી. આ વખતે આપણા **પ્રલ્હાદ** અને **પ્રભુલાલ** અમૃતશકરની ખાંનગી લાઇબ્રેરીમાં બેઠેલા હતા. અમૃતશંકરે પોતાના પ્રાણરક્ષકોને ગમ્મત પડે તેના માટે મનપસંદ ગોઠવણ કરેલી હતી. બેઠકના મધ્યસ્થળે ઉંચી જાતનું ઝુંમર લટકાવેલું હતું, અને તેની અંદર દિપમાળા યુક્તિથી ગોઠવવામાં આવેલી હતી. જે તે વખતે એવી શોભાયમાન

દેખાતી હતી કે, તારાનું ઝુમખું લટકાવી દિધું' હોયની! તેમને બેસવાની ખુરશીઓની આગળ આસમાની રંગનો મેજ ખડો કરવામાં આવેલો હતો, જેની બંને બાજુએ ઉંચી જાતના વાલશીટો તેજસ્વી તારાની ઉપમા પામતા હતા. વળી સામી બાજુએ જુદીજુદી જાતની ચોપડીઓ ગોઠવવામાં આવેલી હતી. જાહેર રસ્તા તરફની તમામ બારીઓ હવા આવવાના માટે તદ્દન ખુલ્લી મુકવામાં આવી હતી તેમજ લાગતો વળગતો તમામ સામાન તૈયાર રાખવામાં આવેલો હતો. **અમૃતશંકર** પોતાની તબીયત નાદુરસ્ત હોવાના લીધે હાજર નોહોતો પણ તે પોતાના મુકામે ઉંધવાની તૈયારીપર હતો. આ વખતે જે ભીંતને લગતા આપણા **પ્રલ્હાદ** અને **પ્રભુલાલ** બેઠેલા હતા. તે ભીંત લગતી એક અગાશી કાઢેલી હતી ત્યાં આ વખતે આપણી **કમળાગૌરી, પારવતી** અને **કસ્તુર** બેઠેલા હતા.

**પ્રલ્હાદે** તથા **પ્રભુલાલે** મેજ ઉપર પડેલી કેટલીક ચોપડીઓ જોઈ પણ વાંચવાનું દિલ તેમાંથી એકે જણાનું થયું નહીં. ને ગમ્મતની વાતો કરવા લાગ્યા. તેઓનો ગંભીર પણ કાંનને પ્રિય લાગે તેવો મધુરસ્વર અગાશીમાં બેઠેલી તારૂણીઓના કાંનપર પડયો. જે સાંભળી આપણી પ્રેમઘેલી તારૂણીઓથી રહી શકાયું નહીં અને સાંભળવા માટે **પ્રલ્હાદ** અને **પ્રભુલાલ** ન દેખી શકે તેવા જાળીએ આવી ઉભી રહીઓ.

**પ્રલ્હાદ**--જ્યાં માબાપ સુધરેલા હોય, ત્યાં છોકરાં પણ સુધરેલાં હોય, જોકે મી૦ અમૃતશંકર પોતાનું જ્ઞાન સુધારવાના માટે કેવો ખંતીલો છે? તેમજ આપણા માટે પણ કેવો પ્રયાસ લીધેલો છે?

**પ્રભુલાલ**—તારા કહેવા મુજબ બેશક આ ઘર ઘણું સુધારાપર છે.

**પ્રલ્હાદ**—આજના અવલના દાહાડા જોકે કોલેજ છોડયા પછી કેવા માઠા લાગતા હતા, અને લાગે છે. સરખા સરખીની ગમ્મત ભરેલી સોબત છોડતાં તેણે મારા મનને ઘણી માઠી અસર કરેલી છે.

**પ્રભુલાલ**--સરખા સરખીની સોબત આ વિશ્વના અંદર જોગી, સન્યાશી, સાધુ વગેરે સંસારત્યાગી સ્ત્રી પુરૂષો શિવાય કોઇને વ્હાલી ન લાગે? તેવું હુંપણ મારા મનમાં સમજતો નથી.

**પ્રલ્હાદ**—માઽ કહેવું તારા વિચારના અનુસાર નથી તોપણ વયે સરખાંથી સોબત વ્હાલી લાગતી નથી, પણ તેનાં પ્રમાણમાં બુદ્ધી અને રૂપ સરખાપણું કરી શકતાં હોય તોજ મનને આનંદ દાયક છે. નહીં તો જોગીને નકટીના જોડા બરોબર કહેવાય?

**પ્રભુલાલ**—મારે તો મારા માબાપના હાથે થએલું છે, એટલે મારાથી પુરવાર તપાસ થઈ નથી પણ તુંતો તારા હાથે તપાસ કરીને લેછે, એટલે તને આનંદ દાયક નહીં લાગે તેવું તો બનવાનું નથી? ( કમળાગૌરી અને પારવતી સામસામું જુએ છે. )

**પ્રલ્હાદ**--હું વ્યાપારીછું ને માલ લેવાના માટે આવેલો છું તે ખરૂં છે, પણ માલ ખરીદ કરાવવામાં દલાલ રૂપે તુંછે એટલે મારે તારા ઉપર ભરૂંસો રાખવા જેવું કહેવાય?

**પ્રભુલાલ**—કદાચ દલાલ મને ગણે છે તે ખરૂં! પ-

ણ માલ લેવો યા ન લેવો એ માલીકના મન ઉપર રહેલું છે, અમે તો માલ બતાવીએ ને કીંમત ઠરાવી જાણીયે.

**પ્રલ્હાદ**—તને તારા સુજ્ઞ માબાપોએ એવું જોડું મેળવી આપેલું છે કે, તને તારા હૈયાની બળતરા નથી. એટલે તેં તારૂં દ્રષ્ટાંત આપ્યું એ સ્વભાવિક છે. પણ હરકોઈ કાંમ કરવા માંડયા પછી આખર વખતે શંકાશીલ થયા ત્યારે તે કામ પડતું મુંકવું તેનાં કરતાં તે શરૂ કર્યાં પેહેલાં તેના છેવટ વિષે નકી કરી લેવું એ વધારે સારૂં? શું! હાથે તપાસ કર્યાથી ગાંડા કહેવાઈએ?

**પ્રભુલાલ**—મારો મત પણ તને મળતો છે. તફાવત માત્ર એટલોજ છે કે, તે તપાસ થોડા વખતમાં થઈ શકતી નથી અને થોડા અનુભવ ઉપરથી ખાત્રી કરી લેવી તે તદન અપુર્ણ છે. માટે બની શકે તો પુરતી તપાસ કરવી નહીતો બેહેતર છે કે, તેના અનુભવવાળા માણસો કહે તે ખરી માંની લેવી.

**પ્રલ્હાદ**—અનુભવવાળાના ભરૂંસે રેહેવું તે તો છેવટ છેજ. પણ જેટલો બની શકે તેટલો જાતે તપાસ કરવો તે અત્યુત્તમ રસ્તો મારી નજરમાં આવે છે કારણ અનુભવવાળા માણસોનો પાછળથી દોષ કાઢવો તે સારૂં કહેવાય નહી કહ્યું છે કે,

## मालिनि छंद.

सगुणव गुणदा कुर्वता कार्य मादौ
परिण तिर वधार्या यन्नतः पंडितेन्
अतिर भृस कृतानां कर्मणामा विपत्तै
र्भवति हृदय दाही शल्य तुल्यो विपाकः

ગુણવાળું કે ગુણવિનાનું કામ કરવું તે પેહેલાં પંડીતે પ્રયત્નથી તેનાં પરિણામનો નિશ્ચય કરવો કારણ કે, વિચાર્યું ન હોય એવું જે કાંમ કર્યું હોય તેનું ફળ મરણ સુધી શલ્યના સરખું હૃદયને દાહ કરનારૂં થાય છે.

**પ્રભુલાલ**—મારૂ મુળનું કહેવું એજ મતલબનું છે કે, જાતે તપાસ કરવી.

**પ્રલ્હાદ**—ના સાથે રહીને અથવા સમત્તીથી કરવી, પણ ભાઇ મને તે ફળ પરિપકવ હોવાના માટે સદેહ છે?

**પ્રભુલાલ**—તને ખાત્રી નથી, પણ તારી ધારેલી પ્રિયાના દોસ્તે મને આપેલી ખાત્રી ઉપરથી કહું છું કે, તે ફળના માટે મને કોઈ પણ જાતનો શક નથી. વળી જમતી વખત તેની ચાલાકી મેં બારિક નજરથી જોઈ હતી?

**પ્રલ્હાદ**—તને ખબર છે કે, હરેક માણસ પોતાનાથી બને તેટલી મહેનત લેઈ હું ચાલાક છું તેવું બતાવવાના માટે મથે પણ કચ્ચા ફળનું પરિણામ અંતે કચુંજ આવે.

**પ્રભુલાલ**—આવા કેટલાક અનિયમીત વિચારો મને શંકા ઉપજાવે છે. જો તેણે ચાલાકી બતાવી તો તે હલકી પંકતીના પાત્ર થઈ, જો તેણે ચાલાકી ન બતાવી હત તો તું તારા મોઢેજ તેને મુરખ કહોત? આવી અજબ રીત ચાલે છે, તે ફળ તદન કંચ્ચુ નહી પણ પાકવાપર કચ્ચું છે એટલે બિગડવાનો સંભવ ન હોય?

**પ્રલ્હાદ**—આ બાબતમાં અનુભવ વિના જે કેહેવું તે કેવળ નકામું છે પણ પરમેશ્વર એવો વખત ક્યાંથી આપે કે, કેટલાપણું તે તુરત જોઈ શકાય? તારા કેહેવા મુજબ અત્યારે રૂપ છે. પણ અંદરનો તત્વ વિમળ હોય તોજ ઠીક.

**પ્રભુલાલ**—એક વખત નઠારી સ્ત્રી મળી કે, તમામ સ્ત્રી જાત ઉપરથી તારી આસ્થા ઉઠી ગઈ અને વ્હેમી બની ગયેલો છે. પણ જગકર્તાએ આ દુનિઆના અંદર તમામ સ્ત્રી એવી બનાવેલી નથી. અને તે ફળનો કોઈ પણ ભાગ નકામો નથી.

**પ્રલ્હાદ**—તને ટેવ પડેલી છે કે, જે વાત લીધી તેને તું એવી તો ચડાવે છે કે, તેવી વાત આ દુનિઆના અંદર ક્વચીતજ હશે? સુજે તેવાં મજબુત કારણો આપો પણ પોતાના કેહેવા આડે તે તમામ નિરર્થક છે.

**પ્રભુલાલ**—મારા વિચારમાં મને જેનો ટેકો મળેલો હતો. તેણે મને સીદ્ધ કરી આપેલું છે કે, તે ફળ બહુ સુંદર અને ગુણવાળું છે, તે ઉપરથી તેની અતીશયોકતી નહીં પણ સાધારણ વર્ણન કરતો હતો, તે તને ગમતુ નથી, તો મારૂં કહેતું મારી પાસે રહ્યું? મારે કાંઈ શાબાશી ખાટવી નથી.

**પ્રલ્હાદ**—પ્યારા ! આટલું બધું તું બોલીશ, એવું ધારી બોલવાનો મારો હેતુ નહોતો. છતાં બોલી તું તારા મનને ખોટું લગાડતો હઉ તો તારી પાસે હું માફી માગુહું, પણ આજનો દિવસ આનંદનો છે છતાં મારા શરીરના અવયવ ચેતન રહીત જણાવાનું કારણ શું હશે ?

**પ્રભુલાલ**—ચીંતારૂપિ ચીતાઅગ્નિથી જેના ચીત હમેશાં બળ્યાં કરે છે તેના શરિરના અવયવ ચેતન રહીત જણાય તેમાં કાંઈ અજબ જેવું નથી.

**પ્રલ્હાદ**—ના. પણ આ વખતે તો મને ઈશ્વરે આશારૂપિ અત્યુત્તમ ઔષધી આપેલી છે એટલે અચેતનતાપણું ન હોવું જોઇએ.

**પ્રભુલાલ**—ત્યારે હું ધારૂંછું કે, આશા તારામાં અચેનતાપણું લાવે છે.

**પ્રલ્હાદ**—ત્યારે શું! આપણો ભાગ્યોદય ફક્ત આશા ઉપરજ રહેલો છે કે?

**પ્રભુલાલ**—જ્યાંસુધી આપણે આપણા કામમાં ફળીભુત થયેલા નથી. ત્યાંસુધી તો આશારૂપજ કહેવાય? પણ આપણે આશા બંધાયેલી છે, એટલે બીજાઓની માફક આશા બાંધવાની રહેલી નથી.

**પ્રલ્હાદ**—ઘડીકમાં ખુશ, અને ઘડીકમાં અખુશ, કરી વ્યાકુળ જીવને અતૃપ્ત કરવો છોડીદે. હું ગમે તેમ બોલુંછું તોપણ તારા સમજવામાં છે કે, આ જીવે જેની સાથે ગાંઠ બાંધેલી છે, તે ઘણીજ મજબુત છે. તે એટલે સુધી કે, આ જીંદગીનો તમામ આધાર ફકત તેના ઉપરજ રહેલો છે.

**પ્રભુલાલ**—પરમેશ્વર તમારી આશા બર આણો. પણ ઘણાક યુવકો યુવાનીના મદે મત્ત થઈ પાણીના ચડતા વેગમાં તણાઈ જાય છે. અને મિત્ર તથા ભાઈભાંડુ બલ્કે પોતાના કુટુંબને ઘણા સંતાપકારક નિવડે છે. તે શું! પોતાની આગળ ઉપરની અવસ્થા ઉપર ખ્યાલ નહી આપતા હોય?

**પ્રલ્હાદ**—તું મને અગમચેતી આપી દ્રષ્ટાંતથી સમજાવે છે કે, તું મને એવોજ ધારે છે.

**પ્રભુલાલ**—હું તને એવી રીતે સમજતો નથી. બલ્કે તારી યુવાનીના માટે આગળથી એવું અનુમાન ખેચુંછું કે, પાંણીના ચઢતા પુરમાં જેમ •નાવિક પોતાનું નાવ બહુ સંભાળથી ચલાવે છે, તેવી રીતે ચલાવવાના પાત્ર તુ

થઈશ પણ આ વિચાર ભવિષ્યના છે.

**પ્રલ્હાદ**—ભલે પણ જો પતંગીયુ તીવ્ર અગ્નીમાં બળી મરવાનો સંભવ છતાં પોતાના પ્રાણની દરકાર ન રાખતાં પડે છે તેની માફક આપણે બધા સમજીએ છીએ તોપણ આપત્તીની જાળવાળા એવા સંસારના વિષયોને કેમ છોડતા નથી.

**પ્રભુલાલ**—ત્યારે શું ! ભવિષ્યના માટે તું એવા વિચાર બાંધે છે કે, એવા વિષયી વિચારને વિષવત્ સમજવા ?

**પ્રલ્હાદ**—હું એવા વિચાર રાખવા ચાહાતો નથી અને ચાહીશ ત્યારે પણ તારા જાણવા બાહાર રહેશે નહી.

**પ્રભુલાલ**—ભાઈ! ઘણો સ્વાદ અને ઘણો સ્નેહ પ્રથમ તો વ્હાલો લાગે પણ તેની જુદાઈ થયે મેળવવાના માટે જ્યાંરે પરિશ્રમ પડે ત્યારે તે આપણને ઘણુંજ દુઃખ દેછે. માટે હદ કરતાં સ્વાદ તથા સ્નેહ વધારે કરવો નહી આ ખરૂં હશે ?

**પ્રલ્હાદ**—ખરૂં ખોટું શામાટે પુછેછે. પણ તું મને તાલીમ આપવા માગે છે. પણ જે સખસ લોકોને સારા કામ કરવાની તાલીમ આપે અને પોતે તે મુજબ ન વર્તે તેને કઈ ઉપમા યોગ્ય ગણાય ?

**પ્રભુલાલ**—તેને ઉપમા તને મુનાસબ લાગે તે તું બોલ ? પણ હું મારા બોલવા પ્રમાણે નથી વરતતો તેનો તને શું અનુભવ છે ?

**પ્રલ્હાદ**—તું જાણે છે કે, આપણે જુદા થોડો વખતજ રહેતા હોઈ શું ? તો વિચાર કરકે મને તારા કામનો અનુભવ હોય તેમાં શું અજબ ! પણ તારા કહેવા

પ્રમાણે અત્યારે તારેજ વર્તવાનું છે. તે પ્રમાણે વર્ત્તવા મા-
રે વખત નથી,

**પ્રભુલાલ**—અમે કહીએ છીએ તે પ્રમાણે અમે
વરતીએ છીએ અને જેને હવે પછી તે મુજબ વર્તવાનું
છે, તેને વર્તવાની રીતીથી વાકેફ કરીએ છીએ, પણ તું
તમામ અજાણ્યો હોઉં એવું મારા જાણવામાં નથી.

**પ્રલ્હાદ**—અલબત્! એ ડાહ્યા પુરૂષનું લક્ષણ છે.
સાથે ભણેલા છીએ એટલે એ વિદ્યામાં આપણે સરખાપ-
ણુ કરી શકીએ તેમ છે. તોપણ મારાથી તું એક વિદ્યા
વધારે છે?

**પ્રભુલાલ**—મારી વધારે વિદ્યાનો અનુભવ હું લઉં
છું. તેમજ સદરહુ વિદ્યા તારા જાણવા બહાર નથી. પણ
તેનો અજમાયસ તું કરી શકયો નથી.

**પ્રલ્હાદ**—ખેર! એ બાબત વધારે ટીકા કરી મારા-
મનને બળાપો આપવા હું માગતો નથી. અહો! એક ત-
બીયત ઉપરના વિચારથી કેવા વિચાર ઉપર આવતા રહ્યા.

**પ્રભુલાલ**—જ્યાં સુધી તનની તૃપ્તી થયેલી નથી ત્યાં
સુધી તબીયત નાદુરસ્ત હોય?

**પ્રલ્હાદ**—મારી ખરી વાતમાં જો કે, આપણુને ગ-
યા રોજનો પોહોચેલો શ્રમ હતો, આટલુંજ કહેવાનું હ-
તું. પણ લાગેલ થાક દુર કરવાના માટે ઇલાજની મેહેનત-
થી ડરી તે વાત તેં દબાવી દીધી. પણ ભાઈ તનની તૃપ્તી
થવામાં તારા કહેવા મુજબ દેર મારા સમજવામાં છે. પણ
ચાલાકી જોવાના માટે જે મનમાં આતુરતા રહેલી હતી તે
પરિપુર્ણ થયેલી છે. એટલે મારા મને તૃપ્ત છું તુ જાણે
છે કે, કોટે હાડકાં બાંધી ફરાય નહીં?

**પ્રભુલાલ**—જો હું ઈલાજના શ્રમથી પાછો હઠેલો છું તો મને વેળાસર રજા આપ કે, થાક દુર થવાના માટે તારા રોગના યોગ્ય કાંઈ પણ ઔષધ આણું કે, તારા મનની આકાંક્ષા પરિપુર્ણ થાય. પણ મને તૃપ્ત થયો એટલે પત્યું પણ તારા શરિરના ગરમ લોહિનો ધોધ જોશબંધ વેહેતો હશે તેનું કેમ?

**પ્રલ્હાદ**—મારા સ્વપને પણ હું વિચાર રાખતો નથી કે, મારા રોગના યોગ્ય ઔષધી પ્રાપ્ત થાય તોપણ યોગ્ય હો અથવા તો ન હો પણ અત્યારે મારે તે ઔષધ વિપ સમાન છે. પણ તુ જે રજા માગે છે. તે તારા મતલબથી માગે છે. પણ ખરૂં પુછાવે તો તે રજા હું આપવા અશક્ત છું, સબબ હું એકલો છઉં. લોહિ ભમવાનો અર્થ હું આ સમજું છું કે કાંઈ જોસ્સાનું કામ કરેલું હોય?

**પ્રભુલાલ**—શું! જુસ્સાનું કામ કરવા વિચાર હોય ત્યારે લોહી જોસબંધ વ્હેતુ નથી? જો વ્હેછે. અને ધારેલી ધારણા પાર પડતી નથી ત્યારે માણસના મનમાં બેચેની આવે છે તે માફક તારામાં છે પણ હવે મને જણાવ કે, મારો શુ મતલબ રહેલો છે?

**પ્રલ્હાદ**—તુ તારા તનનું કારણ મજબુત કરવાના માટે કારણો આપતો જાય છે પણ સાંભળ દુનિઆદારીમાં જે તન તૃપ્તી છે તે હું તુચ્છ સમજું છું તેમ તે ન કરવી તેવો મારો હેતુ નથી તારી મતલબના જવાબમાં મારા ધ્યાનમાં એવી રીતે આવે છે કે, 'તારી પ્રાણ પ્રીયા' અહીં છે તે શું તું ભુલી ગયો હોઈશ ( કમળાગૌરી, પારવતી સામું જોઈ હસે છે. )

**પ્રભુલાલ**—માહરા વાહાલા! મારી પ્રાણ પ્રીય અહીં

છે તેની સાથે વાતચીત્ત કરવાને માટે માહરા મનને ઘણો-
જ ઉમળકો છે તે ઉમળકો પાર પડેલો છે અને પાર પ-
ડશે પણ તારે તેમાંનું શું છે?

આ વાકયથી **પ્રહ્લાદનું** મન શોકાતુર થઈ ગયું. પોતાના મીત્રની સાથે ચાલતી વાત બંધ કરી બોલાવા લાગ્યો કે,

### ઇદ્રવજ છંદ.

બાપે બિચારે દુઃખ આ પ્રમાણી, લીધી ખરી ફૂળ તપાસિ શાણી;
શાણી ગણાણી સહુ ગામ ગામે, શાણો ગણાણો પથરા સમાને ૧
કીધું પિતાએ સહુ સત્ય રૂડુ, આજ્ઞા તજી કૃત્ય કીધુંજ કૂડું;
આદોષનો રોષ વિશેષ હોયે, છું બાળ તારો નહિં અન્ય કોયે. ૨
અજ્ઞાનને કેમ પુરે પુરીદે, કંગાળને કેમ ઘટેલ તુ દે;
એ ફેંસલો કેમ ગણાય સારો, તેવું થએ તે શું કરે બિચારો. ૩
થાતી અવસ્થા જ્યમ લ્હેરથાતી, તે તો નકામી નિરમાં સમાતી;
નાડી બિચારી ગઈ ઠામ છોડી, આવે પછી કેમ મરોજ દોડી. ૪
એવી અવસ્થા જતિજે નકામી, તો તે ગણું નીચનિ રે ગુલામી;
જ્યારે જણાતી ચિજની જરૂરી, તે તો પુરી ના રહિરે અધુરી. ૫
થાતો બફારો ઘણિ ગર્મિ લાગે, આરે પિડા માહરિ કોણ ભાગે;
પાણી પિઉ તેમ તણાઉં, લ્હેરે વ્યાકુળ મારૂં મનડું અરેરે. ૬
તાપે કરીને તનડું બળે છે, વ્યાકુળ ચીત્તે મનડું ભમેછે;
નાના ગમે આજ મને અહીંરે, 'નોતી થઈ' તેમ રિઝુ નહીંરે. ૭
રેરે ભ્રમર શું ભમતો વનેરે, પોકાર તારો ન ગણે મનેરે;
જાજા ઘરે જ્યાં ભમતો નકામો, દેશે તને ભોગિ ભુંડો ભુલાવો. ૮
ભૂખ્યો પુરો ભૂખ ન ભાગતીરે, ટાંપી રહ્યા આગ વસી અતીરે.
જોઉં ખરે હું અહિં વાટડીરે, સંભારૂં છું હું ઘડિએ ઘડીરે, ૯
વ્યાધી વધીછે મુજને તૃષાની, કયારે થશે આ રતુરે વૃષાની,
રેરે વિભુ વારિ વર્સાવનીરે, તૃપ્તી થવા હે 'અલિ' આવનીરે. ૧૦

**મનહર છંદ.**

અહો પ્રાણ પ્યારિ માર મુંકયો તેં વિસારી મને,
દાહ થયો અંગમાંહિ હવે હાય શું કરૂં!
સુતી અપશોષ સોષ કંઠમાં પડેછે મને,
પ્રાણ પ્યારી પાણી કોણ આપે કે હુંતો ઠરૂં;
જેના જવાબમાં પ્રભુલાલ બોલ્યો કે,
અહો પ્રાણ પ્યારા પાણીમાં[1] મુકેલું પાણી પાત્ર;
તેની અપશોષ કરી દોષ કેમ કાઢેછે,
**પ્રલ્હાદ**—પ્યારી પ્યારી કહી મારો કંઠ હે સુકાયો વ્હાલા;
કોણ પાણી ગૃહણ કરાવી દુઃખ કાપે છે.

આવી સ્થીતી ઉપર **પ્રલ્હાદ**ને આવેલો જોઈ તેની સાથે ઘણી વાતચીત ન કરતાં **પ્રભુલાલે** તે નિંદ્રાવશ થઈ જાય તેના માટે પ્રયત્નનો રચવા માંડયા, જો કે તેથી **પ્રલ્હાદ** ઉંઘ્યો નોહોતો પણ **પ્રભુલાલ**ના સમજવામાં આવ્યું કે, **પ્રલ્હાદ** ઉંઘવા ઉપર છે. **કમળાગૌરી, પારવતી** અને **કસ્તુર** ઉંઘવા ઉપર જાણી પોતાના સ્થાનકે જઈ બેઠાં આ વખત **કમળાગૌરી**ની સ્થીતીએ બહુ અજબ રૂપ ધારણ કરેલું હતું તે પોતાના પ્રિતમની સાથે બોલવા ઘણી ઉત્સુક હતી, પણ શરમના લીધે બોલવા પામી નહીં તેને જાળીયેથી ખસવા બીલકુલ ઈરાદો નોહોતો પણ લાચારીની સાથે સખીઓ સંગાથે આવવું પડયું તેને પોતાના મનમાં પોતાના પ્યારા વિષેના વિચારો આવતા હતા. બીજું કાંઈ ગમતુ નોહોતુ. આ વખતે ફક્ત પારવતી અને કસ્તુર વાતચીત કરતાં હતા. પણ તે તરફ તેનું બિલકુલ લક્ષ નોહોતુ.

---

[1] હાથમાં.

**કસ્તુર**—પારવતી બા. મને તો પુર્ણ ખાત્રી થએલી છે કે, પ્રલ્હાદના જેવો હીંમતાની મર્દ તથા સર્વે ગુણે યુક્ત એવો ભાગ્યશાળી પુરૂષ આ દુનિઆમાં કવચીતજ હશે?

**પારવતી**—હીંમતાની મર્દ એ તારા બચાવ ઉપર વિચારી કહે છે. પણ સર્વે ગુણે યુક્ત અને ભાગ્યશાળી આ વાક્ય તારા કયા પ્રકારના અનુભવ ઉપરથી કહે છે કે કમળાગૌરીને વ્હાલી થવાના માટે મન કલ્પીત તુક્કામારે છે.

**કસ્તુર**—મને મનકલ્પીત તુક્કામારી બીજાને રીઝવવાની ટેવ કેવી છે, તે તારા જાણવા બહાર નથી. અરે હવે મારા સમજવામાં આવ્યું કે, આતો પોતાના પ્યારાના વખાણ ન થવાથી આવું બોલવું થયેલું છે.

**પારવતી**—જેની જેવી ચાલાકી તેવા તેનાં વખાણ થાય છે. તોપણ હું એમ માનું છુ કે, વખતને અનુંસરતી જ વાત થાય હું એટલું તો સમજાુંછું કે, જે પ્રસંગે જે વાત ચાલતી હોય અથવા ચાલવાની હોય તેવા પ્રસંગે તે સંબંધની જે વાત આપણા જાણવામાં હોય તે તેના ટેકામાં કહેવાય? મારો પ્યારો વખાણના લાયક હશેજ પરંતુ તે વાત અત્યારે યોગ્યતા પામે નહીં એટલે મારા પ્યારાના વખાણ તેં ન કર્યા તેથી સદરહુ કારણ પુછવા પ્રત્યે મારૂં બોલવું બિલકુલ નથી પણ શું અનુભવ ઉપરથી તારૂં કહેવું થયેલું છે તે અનુભવ ખાત્રી માટે બોલાવવા ઉત્સુક છું.

**કસ્તુર**—ત્યારે હવે હુ સમજી કે, મારૂં બોલવું મનકલ્પીત તુક્કાતું તારા સમજવામાં નથી? પણ કમળાગૌરીના આગળ તેના ગુણની પ્રસંસા તેં જે કરેલી છે, તેમાં વધારો થવાના માટે સાક્ષીને ક્રોસ કરવા માગતી હોઇશ?

**પારવતી**—હું જે બોલી છું તે ખોટુંજ હશે? પણ

વસ્તુતઃ આપણી વ્હાલી સખીએ મારા બોલવા ઉપર પુર્ણ પણે ભરૂંસો રાખેલો છે એટલે મને તેમાં સાક્ષીની દરકાર નથી. તોપછી ક્રોસની દરકારતો શાનીજ હોય? પણ વાત વિસારે પાડવાના માટે નકામા પ્રયત્ન કરવા છોડીદઈ તારો બોલવાનો હેતુ સાદશકર.

**કસ્તુર**—તારા સમજવા મુજબ અમારા ઉપર ગુજરતી ભયંકર આફતમાંથી પરોપકારાર્થે માર સહન કરી અમોને મુક્ત કર્યા તે ઉપરથી તુ પણ હીંમતાની મર્દ કહે છે, ને હું પણ કહું છું. સર્વ ગુણે યુક્ત આજરોજ બન્ને મિત્રોની અરસ પરસની વિનોદી ચર્ચા જોવાથી મારા મનને દઢ થયેલું છે. અને ભાગ્યશાળી હું એટલા ઉપરથી કહું છું કે, 'જોઈતાતાને પીરના મળ્યા, તેની માફક જે તરફ આવવાના વિચારમાં ગુંથાએલા હતા તે તરફ સન્માંનથી આવવા ઇશ્વિરે આવો અત્યુત્તમ દાખલો બનાવી આપ્યો જો કે તે વખતની આફતના લીધે અમારા મન દુઃખમય હતાં તો પણ તેને અત્યુત્તમનું વિશેષણ આપું છું.

**પારવતી**—તે બનાવ તમારા માટે તથા તેમના માટે અત્યુત્તમનાજ લાયક છે, પણ આપણને જે આજ રોજ ખાત્રી થએલી છે તેથી તેમના ભવિષ્યના માટે જરાભર વીઘ્નની ભય આપણને રહેતી નથી હવે આપણે તેમનો લૌકીક સંબંધ હરેક યુકતીથી બનાવી આપવો જોઈએ એ આપણા શીર ફરજ છે. માટે તે બનાવી નચીંત થવું જોઈ એ.

**કસ્તુર**—તમારા કહેવા મુજબ સુવા જતી વખતે મને માર્ગમાં એવો વચાર થએલો હતો અને તેજ વિચારમાં ઘોળાતા તેના માટે કયો ઈલાજ યોજવો કે, સત્વર પા-

र पडीએ तेनो विचार करतां तेमनां भाईनो ते प्रत्ये केवो विचार छे, ते मळतो आववाथी तमाम मारा मनमां घोळाता विचारो में तेओना हजुर मुकया, जे सांभळी बंनेनो अरसपरस संबंध बांधवा तेमणे दीलोजानथी खुशी बतावी हती. ने मारी आगळ एटले सुधी मारा आग्रह सीवाय कबुल थया हता के, हुं मारा माबापने हरेक तदबीरथी समजावीने वात पार पडे तेवुं खचीत पणे करीश.

**पारवती**—जो अमरतशंकरनो खसुसे करी विचार छे तो हवे आ सबंध बांधवामां कोईपण जातनी हरकत नडवानी नथी. अने तेमनेज समजाववानुं तने कहेवा मारो हेतुं हतो—हुं एक वखत कमळागौरीनो बाप जमता हता त्यारे गई, थोडी मीनीटमां कमळागौरीना विवाह सबंधी वातो निकळी प्रसंग वीचारी तेमने में कह्युं के गंगपुरमां प्रल्हाद करीने एक हुशीयार युवक छे तेओ बोल्या के, अमारो विचार छे तथापि अमारी दीकरी तेनो बाप उंचा कुळनो होवाथी ले तेम नथी कारण अमे तेनाथी नीचा कुळना छीએ. त्यारे ते वखते में तेमना मननुं सामाधान करयुं हतुं त्यार पछी गयारोज प्रल्हाद वगेरे जमवा बेठा हता त्यारे कमळागौरीनी मातुश्रीने मळी यादी आपी ईशाराथी प्रल्हादने बताव्यो. त्यारे ते जवाबमां बोल्यां के, में जोयो. ते माणुस सर्वे गुणे युक्त छे ने तेनो सबंध मारी कमळागौरीनी साथे करवा मने घणो हर्ष छे तथापी मने दलगीरी छे के, तेनुं सगपण करेलुं छे जो न करेलुं हततो आ सबंध जोडी देत तेना जवाबमां में जणाव्युं के, कोई कारणसर प्रल्हादना बापे न्यातना समक्ष फारगती

લખી આપેલી છે ને જો તમારી મરજી હોય તો આવો વખત ફરી ફરીને મળવાનો નથી એવું સમજજે કે, લક્ષ્મી ચાંલ્લો કરવા આવેલી છે. ને કમળાગૌરી પણ મારા વચની છે તેનુ સરખા સરખીનું જોડું ખોળતાં મોટી ઉંમરની થઇ ગઈ તે પણ સારૂં કહેવાય નહીં ત્યારે તેઓ બોલ્યા કે કમળાગૌરીના બાપનો મત તો મારા મતથી જુદો પડવાનો નથી, અને તારૂ કહેવું ખરૂં છે, માટે હું અમરતશંકરને પુછી તને કહીશ, આ પ્રમાણે વાતચીત થયેલી હતી.

**કસ્તુર**—ત્યારે તો વાંધો બિલકુલ રહેલો નથી. મારો સસરો આવો હિંમતવાન અને વિદ્વાન યુવક જોઈ કદાપિ નાપાડવાના નથી. આજ પણ મને તેમનો ભાઈ મળશે કે, સદરહુ હકીકત કહી કાલે જેમ બને તેમ બનતી ત્વરાથી સગપણ કરાવી દઈએ પણ મને પુર્ણ દલગીરી છે કે, આ આપણો હત્ ભાગી આર્યદેશ ક્યારે સુધારાપર આવશે. ને પોતાની ગયેલી કીર્તી મેળવશે? પુર્વે જો કરી ગયા તેજ સત્ય છે. અને તેજ પ્રમાણે ચાલવા અદ્યાપી તક માગે છે પણ પોતાના મગજમાં એવો વિચાર નથી લાવતા કે, તે વખતની સ્થીતી અને હાલની સ્થીતીમાં ઘણા દરજ્જે ફેર છે. તેમાં સુધારો વધારો કરી ચાલવું જોઇએ પણ એતો શાસ્ત્ર, તેનો એક અક્ષર પણ કેમ ઉલંઘન થાય? દોષ લાગે ને પાપી ઠરીએ તેઓ દેવાંશી હતા, આવા જુલમી તર્ક વીતર્કો પોતાના મગજમાં ઘુમી રહે છે. પણ એવો વિચાર નથી કરતા કે, તેઓ પણ માણસ હતા. તેમણે તે વખતની સ્થીતીને અનુસરતાં પુસ્તકો રચી તે પ્રમાણે વર્તવા તે વખતના લોકોના માટે પોતાના પુસ્તકો બાહાર પાડયાં. તે પ્રમાણે આપણે પણ ચાલતી સ્થીતીને

અનુસરી તે પ્રમાણે વર્તવા ઘણા આગ્રહની સાથે મચ્યા ર-
હેવું જોઇએ. જુઓ કે ઇંગ્લાંડના ઈતીહાસ ઉપર વિચાર
કરીએ છીએ તો તેઓ પોતાના જુના ધારા મુજબ
આજ પર્યંત વર્ત્યા હોત તો તેઓ આ દુનિઆની આ વ-
ખતે જે જાહોજલાલી ભોગવી યુરોપીઅન સોજલર તક જે
શેહેશાહપણું ચલાવે છે, તે બનતજ નહીં. પણ તેઓ લો-
કોએ પોતાના વખોડવા લાયક ધારા બંધ કરી, વખાણ
વા લાયક શરૂ કરી ફતેહમંદ નિવડયા વળી ધા-
રોકે, હાલના આપણા ચાલતા આવેલા રિવાજો શું!
સહુ શાસ્ત્રના આધાર ઉપરજ ચાલે છે? જો ચાલે છે,
એવું કબુલ કરોછો તો એકજ દાખલા તરફ નજર કરો કે,
સ્વયંવર કરવાની આપણા શાસ્ત્રકારોની મનાઈ નથી. ને તે
પ્રમાણે કરવા લખે છે. ત્યારે આપણે તે મુજબ શામાટે
વરતતા નથી? ત્યારે કહો આમાં આપણે શાસ્ત્ર પ્રમાણે
શું વર્ત્યા. જુના ધારા મુજબ ચાલવું જો તમે એમજ
માનોછો તો પ્રાચીન વખતમાં હાલ આવતો વિલાયતી સા-
માન તથા કાપડ શામાટે ખરીદો છો? એ પણ એક નવો-
ધારો છે. આપણા પુર્વજોને ખાદી પણ મળવી મુશ્કેલ હ-
તી. પણ અત્યારે ઉંચી જાતની મલમલનાં અસ્ત્રીબંધ અં-
ગરખાં શામાટે પેહેરોછો? મુળ વિચાર ઉપર જઇએ તો
કપડાની જગ્યોએ ઝાડની છાલ અને પાંદડાના ગુચ્છા વા-
પરતા હતા. તે થોડા ખર્ચનો રિવાજ કાઢી નાંખી આવા
મોટા ખર્ચનાં કપડાં કેમ વ્હોરોછો? આતો કુતરાને રોકી
શકયા ને બીલાડાને રોકી શકયા નહીં. તેના જેવું ગણાય.
શાસ્ત્રકારોએ તો પોકારની સાથે કહેલું છે કે—

**केवलं शास्त्र मुदिश्य नकर्तव्यो हि निर्णयः ।**
**युक्ति हीने विचारेतुं धर्महानीः प्रजायते ॥**

કેવળ શાસ્ત્રના વચન ઉપરથીજ નિર્ણય કરવો નહીં. પણ તે વચનને યુક્તીથી ગોઠવી નિર્ણય કરવો એમ ન કરેતો ધર્મનો લોપ થાય છે આ પ્રમાણે કહે છે. તોપણ આપણા લોકોના કાંન ઉઘડતા નથી, અને સ્વજ્ઞાતીમાં નિચું અને ઉંચું કુળ ફક્ત જુએ છે. પણ સ્ત્રી પુરૂષના રૂપ અને ગુણ ઉપર બિલકુલ દરકાર રાખતા નથી. એના લીધે કરીને દંપતીનું જોડું ઘણા ભાગ્યે યોગ્ય ગુણનું હોતું નથી, એટલે તેમની અમુલ્ય જીંદગીનો પ્રવાહ અણબનાવરૂપી ગલીચાથી ભરેલ વહ્યો જાય છે. કેટલાક તેથી કંટાળી સાધુ, સન્યાશી વગેરેનું સ્વરૂપ ધારણ કરી આ દુનિયાનો ત્યાગ કરે છે. કેટલાક સમજુ પુરૂષો તેમ ન કરતાં અંદરની પ્રીતીનો દોર મજબુત ન હોવાના સબબે વાંઝીયા મરે છે. કેટલાક કંટાળી તેમજ વિષયી હોવાથી ગણિકાઓનાં ઘરો ખોળી પોતાનું દ્રવ્ય કુમાર્ગે ઉડાવેછે; કેટલાકને પુત્ર પુત્રી ઉત્પન્ન થાયછે,પણ તેઓના અરસપરસના અણબનાવના લીધે ઉછરતીપ્રજા જોઈએ તેવી કેળવણી લેઈ શકતી નથી. છોકરો નશીબનો બળવાંન હોય, અને સારી સંગતે ચડેતો કેળવણી પાંમે. પણ કેળવણી આપવાની જેની ફરજછે, તેના તરફથી જોઇએ તેવી મદદ થાય નહી. કદાપી તેનો પિતા વિદ્વાન હોય તો કેળવણી આપવાના માટે પ્રયાસ લે: અને વખતોવખત મથે. પણ તેની મુંઢ માતા વખતોવખત નવિનપ્રકારના વિઘ્નો આણી મુંકે: મારેતો કાંઈ ભણાવવો નથી? ન ભણ્યો તો શું થયું? છો ભુખે મરતો! મારો છોકરો સુકાઈ જાયછે, આતું

કહી કંકાસ કરે. તેથી ભણાવનાર વિદ્વાન પુરૂષ હમેશનો કં-
કાસ હઠવાના માટે કંટાળી પોતાનો પ્રયત્ન છોડીદે, છોકરો
એવકુફ રહે, કંટાળી પુરૂષ પણ આખર થાકે. કારણ કે સ્ત્રી-
ના તરફથી જે મદદ મલવી જોઇએ તે મદદ તો નહીં પણ છે-
વટ દુઃખી મન ઓળખી સુખી કરવાના માટે ચાર મીઠા શબ્દ
પણ બોલી શકવાની સમજ નહીં. આનું છેવટ પરિણામ એ
આવે કે, તેનું ઘર દરિદ્રવસ્થાને પ્રાપ્ત થાય. આવા લતીજે
વિદ્વાન પુરૂષનું ઘર આવવાનુ કારણ ફક્ત તેમના અયો-
ગ્ય જોડાનું છે. તો પછી બીજાઓનું વર્ણન હું શું
કરૂં ? આપણો વર્ગ અધમ સ્થીતીપર છે. તેવી અધમ
સ્થીતીનો સ્ત્રી વર્ગ આ દુનિઆમાં ભાગ્યેજ હશે ? આતું
જાણે છે, વખતે પછડાય છે, ઘણી વખત પસ્તાય છે, તો-
પણ તે રીત દુર કરવાના માટે કોઇપણ સ્ત્રી પુરૂષ બહાર
પડવા હીંમત ધરાવતું નથી. કદાપિ કોઇ સાહસિક પુરૂષ
ચાલતા રીવાજો તોડી નવો રિવાજ દાખલ કરી પોતાની
જાતપર અજમાવે છે. પણ ઉલટા તેની સાહસિકતા ઉપર
વિચાર ન રાખતાં જ્ઞાતી બાર મુકે છે. ને લોકોનો સમુ-
દાય તેની સાહસિકતા ઉપર હસે છે, એટલે તે બીચારાને
મોટા દુઃખ સહન કરવા પડે છે. અને છેવટ હાંસીના પાત્ર
થાંય છે. આવા દાખલા જોઈ ચાલતા જમાનાના કેટલાક
યુવકો બળે છે, પણ કોઈ યુવક મારી બતાવેલ સહરહુ
ભીતીના લીધે બહાર ન પડતાં પોતાની બળતરા મનમાં-
જ દાબી રાખે છે. આવી રિતે મારા જોવામાં કેટલીક
વખત આવેલું છે તેઓ અત્યારે બહાર પડવાના માટે
ડર ખાય છે. પણ ઘણું ગભરાયે બહાર પડશેજ, ને આ-
ખર 'સત્યમેવ જયતે' સત્યનો જય તે અસત્યરૂપી તેમ-

મા કદા દુશ્મીનોનો પરાભ [illegible] લટો ઝળળાટ કરતો આર્યદેશ [illegible] ?

**પારવતી**—શાબાશ ! મારી વ્હાલી સખી, તેં જે વિવેચન કર્યું તે વાસ્તવિક છે. પણ આપણામાં સદરહુ રીવાજ દાખલ થાય તેવાં આપણાં ભાગ્ય નથી. એટલે અત્યારે બોલવું નિરર્થક છે.

**કસ્તુર**—એતો બધુ ઠીક, પણ આપણે અત્યારસુધી વાતચીત કરી પણ કમળાગૌરી કેમ બોલતાં નથી.

**પારવતી**—સમજું અને પ્રેમીલાં સ્ત્રી પુરૂષો વિરહ ખથી જેવાં અન્યોન્ય ઘેલાં બને છે. તેવાં ઘેલાં બીજા કોઈ પણ કારણથી ભાગ્યેજ બનતાં હશે ?

**કસ્તુર**—કેહેવું બરોબરછે. પણ એટલું બધુ વશીકરણ શું ચલાવેલું છે કે, આપણી વાત ઉપર બિલકુલ લક્ષ નથી.

**પારવતી**—તું ભુલે છે. એક કવિએ કહ્યું છે કે, વિચારમાં ગુંથાએલા માણસને પાંખ હોય છે. અને કામમાં ગુંથાએલા માણસને માત્ર હાથ પગ હોય છે. અત્યારે મારા-સમજવા મુજબ તેનું શરીર છે. પણ જીવ તેના પ્યારા પાસે ભમે છે. એટલે લક્ષ કયાંથી હોય.

**કસ્તુર**—(કમળાગૌરીના સામુ જોઈ) જાફતનું જમણુ લ્હેર જાણી ઝાઝું જમતું નહીં. કેમકે ઝાઝુ જમવાથી લ્હેરના બદલે પાછળથી દુઃખ ઉત્પન્ન થાય છે.

આ વાકયનો જવાબ પણ કમળાગૌરી તરફથી ન મળવાથી પારવતીએ તેના મોઢા ઉપરથી લટકતું રાખેલુ કપડું દુર કર્યું. તો તેના ચક્ષુથી અશ્રુધારા તેની છાતી

ઉપર ટપકતી જોઈ કારણ સમજી કસ્તુર પ્રત્યે પારવતી બોલી કે,

**इत्या शया शशिमुखी, गलद ऽश्रुधारी ।**
**धाराभि रुष्ण मभिषिं चतिहृ तू प्रदेश ॥**

હૃદયમાં પ્રગટ થએલા વિયોગરૂપી વન્હીથી રખે ને દાઝે તેના માટે તેને હોલાવવા સારૂ હૃદય ઉપર પોતાની આંખમાથી પાણીની ધારા કરે છે. આ વાક્ય સાંભળી **કમળાગૌરી** બોલી ઉઠી કે,

**स्वयंम प्राप्त दुःखोय सद्ु नोतीनविस्मय ।**
**त्वं स्मर प्राप्तदाहो ऽपि दह सिति किमुच्यते ॥**

જેને દુઃખ નથી પડયું તે બીજાને દુખ દે તો તેમાં નવાઈ જેવું કાંઈ નહીં. પણ જેને દુઃખ પ્રાપ્ત થએલું છે, અને જેણે દુઃખ સહન કરેલું છે, તે તેમ કરે પછી તેને શું કહેવું?

**પારવતી**—મને દુઃખ પ્રાપ્ત થએલું છે. ને દુઃખ સહન પણ કરેલું છે પણ તારા જેવી પ્રેમાંધ બની દિલગીરીનું વસ્ત્ર કદી ધારણ કરેલું નોહોતું. પાણીના ચઢતા પુરમાં નાવિક પોતાનું નાવ બહુ સંભાળથી ચલાવી પાર ઉતારે છે. તેની માફક વર્તવાનું છે.

**કમળા૦**—જે સખ્સ લોકોને સારાં કામ કરવાની તાલીમ આપે અને પોતે તે શીખામણ મુજબ ન ચાલે તો તે મીશાલચીની મીશાલે છે કે, ચેરાક પોતાના હાથમાં રાખે છે તે બીજા લોકોને રોશની વાસ્તે અને પોતે આંધળો છે.

**પારવતી**—બેન કસ્તુર ઉઠ, જો મિશાલચી થયા કહ્યું છે કે,

**क्षणे रुष्टा क्षणे तुष्ट रुष्टा तुष्ट क्षणे क्षणे ।**
**अव्यवस्थित चितानां, प्रसादोपि भयंकर ॥**

જે ક્ષણમાં રૂઠે ને ક્ષણમાં ત્રુઠે એવા અવ્યવસ્થીત ચીતવાળાની મેહેરબાની પણ ભય ઉત્પન્ન કરનારી છે.

**કસ્તુર**—ચાલો જઇએ છીએ. પણ મેં તો સાંભળ્યું છે કે, તેઓ જવાના છે.

**પારવતી**—(કમળાગૌરીને) શું જવાના છે?

**કમળા૦**—(પ્યારના ઉભરામાં).

**મનહર છંદ.**

પ્રાણ ધાર પ્યાર આ વધારિ ધારિ માઠી મતી,
શું તરંગના તુરંગ આવે પ્યારા મારારે;
ઠીક ઠાઠ વ્હાલીનો આ આવો ન હોયે વિચાર,
શું ! સતાવે છે સખી તું જશે 'મારા' 'તારા' રે;

**પારવતી**-ના વિચાર વ્હાલીનો આ, આ વિચાર ભાભીનો છે,
ભાભી સાટે વ્હાલી ગણી વદી 'મારા' 'તારા' રે;
પણ રે'શે 'મારા' જશે 'તારા' એવું મેં સુણ્યું છે,
માટે પ્યારી બોલ રે'શે તારા જશે મારારે.

**કમળા૦**-(ઉભરામાં)

મ્હારી બ્હાલી મારી મને કારી તેં કટારી ખારી,
ખારે ખારે ખારે વધારેમાં તું લગારે રે;
વધારે વધારે ધારે ધારે તૃપ્તિ તારે નથી,
તારે તેમ મારે એમ ધારૂં હતુ ક્યારેરે.

**પારવતી**-ધારે તુ તો તેમ ધારે તૂમ માનું મારા મન,
જારી નથી જારી ચાહુ ચાહુ દિન નિશરે;
નિશનો નિસાસો તારે, નિશો નહીં કીધો નીશે,
બળી રિશે મારા વિષે, જશે ઉગે દિશરે.

**કમળાગૌરી**—(જરા જાસ્તી પ્રેમમાં)

તને કહું તને વિશ, વિશ તો પુરા ન શીવ,
શીવ શીવ શીવ ચક્ષુ નિર ખરે ખરેરે;
ખારે ઝટ્ટ પારે જાઉં, વારે નહીં વારે અહીં,
અહી અહીઆરે પ્યારે ખાધી અરેરેરેરે.

**પારવતી**-વધારે જોસ્સામાં આવવા માટે )

નથી અહી સાપરૂપિ હું તો તારી છુરે પ્યારી,
સંભારી સંભારી નીર કાઢે શું અધીરેરે,
ધીરે રહી બોલ ધીર ગયો તોય શુંય થયું,
ગયુંના શરીર ધીર ધીરજેથી મળેરે.

**કમળા૦**—(પ્યારના પ્રબળ જોસ્સામાં).

હાય હાય હાલ હાલ થાય થાય થાય હાલ,
નહીં રહેવાય હાય હાય થાય થાય રે;
છાતી છાતી છાતી અકળાય મારી પ્યારી આલી,
પાણી મુક પાણી છાતી હોલવતુ લાગ્યરે.

**પારવતી**-(ખરી ખુબી જોવા માટે).

પાણી કે તો મુંકુ છાતી, કેતો પાઉં પ્રેમથી હું,
પણ પરછાતીપર, પાણી શે મુંકાયરે;

**કમળા૦**—બેભાનાવસ્થામાં).

**વ્હાલા વ્હાલા વ્હાલા વ્હાલા આવો લાલા લાલા લાલા,**

પ્યારા પ્યારા પ્યારા પ્યારા આઅ...........

આવું બોલી બેભાનઅવસ્થામાં પારવતીને વળગી પડી. પારવતીએ તેને છાતી સરસી દાબી પ્રેમાલીંગન આપ્યું. ને તેને શાન્તતા આવવાના માટે પવન નાંખતી બોલી કે, ધીરજ ધર ! આવી ગેલછાથી તું તારી જીંદગાની ગુમાવવાના માટે અશક્ત થઇશ ? જરા શુદ્ધીમાં આવી કમળાગૌરી બોલી ઉઠી કે,

મ્હારી વ્હાલી ! ખરૂં બોલ કે, મ્હારો વ્હાલો જવાના છે ?

**પારવતી**—તે માહરાથી કેમ કહેવાય.

**કમળા૦**—વાહ ! પ્યારી અત્યારસુધી તુ શા ઉપર બોલતી હતી?

**પારવતી**—તારો પ્રેમનો જોસ્સો જોવાના માટે બોલતી હતી.

**કમળા૦**—શું ! મારી આબરૂ જોવા માગે છે ?

**પારવતી૦**—ના તારો પ્રેમ જોવા માગુંછું.

**કમળા૦**—ત્યારે શું ! હું ગાંડી થયેલી હતી ?

**પારવતી૦**—ના ઘેલી થએલી હતી.

**કમળા**—તારા કહેવાથી હું થવાની નથી.

**પારવતી૦**—અત્યાર સુધી શું થએલું હતું ?

**કમળા૦**—પ્યારનો ઉભરો જણાવતી હતી !

**પારવતી૦**—ઘેલછાનો ઉભરો જણાવતી નોહોતી?

**કમળા૦**—ના પ્યારી ! મને માલુમ નથી.

**પારવતી૦**—હમણા તું મનહર બોલી હતી તે તને યાદ છે ?

કમળા૦—ત્રણ મનહર જેવા તેવા યાદ છે.

પારવતી૦—તું ચોથો મનહર બોલી હતી?

કમળા૦—મ્હારી સખી! તેની મને સ્મૃતિ નથી.

પારવતી૦—તું ચોથો મનહર જેમતેમ બોલી હતી?

કમળા૦—બોલીએ હોઇશ.

પારવતી૦—તેમ કરવાથી શું તું તારા પ્યારાને મળી શકી?

કમળા૦—ના.

પારવતી૦—ત્યારે મળ્યા તુલ્ય સંતોષ ઉપજ્યો?

કમળા૦—ના.

પારવતી૦—ત્યારે તેથી તને શું ફાયદો થયો?

કમળા૦—કાંઇ નહીં ઉલટું મારૂં મન્ન પ્રેમે કરીને બ્હાવરૂં બની ગયેલું છે, ચક્ષુ ચોદિશ ભમ્યાં કરે છે. મળવાને મન આતુર છે, આવું કહી બોલી ઉઠી કે,

### માલીની છંદ.

ક્યમ કરિ મળું પ્યારા, હું અહીં બંધીખાને,
પરવશ પડિ કાયા, પ્રાણ છે તારિ પાસે;
મધુર મધુર વાક્યે ચીત્ત તેં ચોરિ લીધું,
ચતુર ચતુર સુતો, હાય શું આવું કીધું. ૧

નથિ નથિ નથિ દીધી, પાંખ પક્ષિ તણીરે,
ઉડિ ઉડિ ઉડિ પ્યારા, આવું હું તુ ભણીરે;
પડિ પડિ નિરખું છું, મુર્તિ સાદશ આંહીં,
બળિ તરક વિતર્કે, આવતો જીવ ત્યાંહી. ૨

પડિ રહિ હું અહીંઆ, તેથી છે ના જુદાઇ,

પડિ રહિશ અહીં ના, થાય જ્યારે સફાઇ;
હળિ મળિ વરતીશું, સુખને દુઃખ વખ્તે,
કપટ રહિત રૈશું, બેસીશું ન્યાય તખ્તે, ૩

વખત કુવખતે રે, સાથમાં રહી સદાયે,
દલગિરિ હણિનેરે, આપશું ધીર્યતાને;
ધિરજ ધરૂં રહે ના, ધીર તું ધીર દેની,
અવળું નથિ જરીએ, આવની ચુંબી લેની. ૪

કમળ વદન તારૂં, નીરખ્યું નેહથીરે,
નિરખિ નિરખિ થાકું, ના મળે તે કહીં રે;
વખત જુજ મળ્યોરે, ચીતરી રાખતી હા,
હરસથી લઈ ચુંબી, હું છબી છોડતી ના, ૫

પારવતી કેહેવા લાગી કે હવે બસ રાખ ઘણુ થયું. રાત્રી ઘણી ગયેલી છે તારૂં મન શાન્ત કરને સુઈ જઈએ. કસ્તુર, તમે તમારે જાઓ અમે પણ સુઈ જઈએ છીયે. આવું બોલવાથી કસ્તુર પોતાના સ્વસ્થાને ગઈ. ને કમળા ગૌરી બોલી ઉઠી કે—

કયમ કરિ ઉંઘ આવે, વ્હાલી મારી સખી રે,
વિરહિ મનડું આરે, આકળું છે અતી રે;
કરિશ વ્રત શશીનું, આજ ઉજાગરોરે,
શશિ સુખ કરિ દેશે, શે પડે પાંશરોરે,

**પારવતી૦**—નહિ નહિ મળશેરે, આજ ઉજાગરેરે,
વિરહિણિ થઈ ઘેલી, નીર નેત્ર ખરેરે;
મતિ ગતિ થઈ હલકી, જ્ઞાન તારૂં ગુમાવ્યુ,
પણ 'પણુ, કરયુ તેરે, યાદ તે કેમ નાવ્યું.

કમળા૦-પણ પ્રિય સુજનેરે, પુર્ણ રીતે પીડે છે;
પણ પ્રિય અહિંઆરે, પુષ્પ ખીલ્યું બીડે છે.
પણ પ્રિય નીરખેરે, ખીલતી આ ખરે છે;
પણ પ્રિય તજ્યું ના, તે મને દુર ના છે.

પારવતી-સમજ ચતુર ચીત્તે, ઘેલી થઈ વ્હેલી વ્હેલી;
પરમ પ્રિતમ પ્યારો, તું રમે પ્હેલી પ્હેલી.
વિરહ દુઃખ વધાર્યું, તેથી શું આંહ્ય આલી;
સરસ તુજથી છેરે, વિશ્વમાં નાર વ્હાલી,

કમળા૦-સખિરિ સખિરિ આજે, આગમાં તુપ હોમે;
નથિ નથિ સહવાતું, શું કહું એવું જો મે.
વદિ નથિ વધતી છું, તોય તું આજ જોરે;
વચન રૂપિ તિરેથી, કાળજું મારૂં કોરે.

પારવતી-વદતિ રહિશ છાની, તાહરે રૈશ છાની;
ઉંઘતી નિરખી માંની, ઉંઘશે જીવ જાની.
વખત નથી હવેરે, લાલ ચક્ષુ થશેરે;
મશકરિથિ સખીઓ, ક્યાં સુતાતાં કહેશે.

કમળા૦-મશકરિથિ ડરૂં ના, મશ્કરી કો કરે શું?
મશકરિ વસિ છે ત્યાં, મશ્કરી તો કરે તું.
પરમ પ્રિય તુ મ્હારી, પ્રાણથી પુર્ણ પ્યારી;
વદનથિ વદિ ચાલો, પોઢિએ જ્યાં પથારી.

આવું બોલી કમળાગૌરી ઉઠી કે તેના કાંનપર નિચેના ઈંદ્રવિજ્યનો મધુરો અવાજ પડચો.

**ઈંદ્રવિજય.**

નિંદ અલી કયમ આવતિ તું નથિ, કેમ શું! રાત ન જાણતી તું,

આવ અલી ઝટ જાય વળિ, તન માહરૂં કેમ તપાવતી તું.
આવ હવે ગમતું નથિરે, થઈ રાતડિ મોટિ હુનાળા તણીરે;
'પ્રીય, ઉંઘ્યો કોઈ જાગતું નોયતું, કેમ મુંઘી થઈ આવડીરે.

આવેલો સ્વર ઓળખી તેના જવાબમાં કમળાગૌરી બોલી કે—

રાતડી એવડિ તો ગઇરે નથિ, છાતડિમાં અમુઝાવનિ પ્યારા;
શું ! દલડે દલગિર થતો, પ્રિય કાપશે કષ્ટ કૃપાનિધિ તારા.
શોચ કરે નહિ આવવિએ, તદઓરથિ ધીર વરે સહિ કામા,
નીંદ તને ઝટ જો વરસે, જલદી મનના તજ તર્ક નકામા.

આવું કહી એકદમ જાળીએ ઉભી રહી. પ્રહ્લાદની નજર તો તેણીગમ ભમીજ રહેલી હતી. તે પણ ઉભો થયો ને જાળીએ આવી ઉભો રહ્યો. સામસામે થએલો આવો અત્યુત્તમ બનાવ દેખી પારવતી સાનંદાશ્ચર્ય પામી અને વિચાર કરવા લાગી કે, હું જ્યાં સુધી અહીંઆ બેઠેલી છું. ત્યાં સુધી તેઓ અરસપરસની મુખ મુદ્રા નિહાળી ખુલ્લા દિલથી વાતો કરી શકવાનાં નથી. તેમજ વિમળ પ્રિતીનો ઉભરો બહાર દરસાવવાનાં નથી. તેથી બન્નેના મનના વિચાર મનમાંજ રહી જશે. તેઓએ વિવેકની લગામ ચડાવેલી છે. એટલે મારી મર્યાદાનો લોપ થાય તેવો મને જરા પણ શક નથી. તોપણ પ્રિતીનો ઉભરો બેભાન રૂપ પકડે છે. અને તેનાવડે કરીને બોલવામાં મારી એબ ન સચવાઈ તો તેમાં તેમનું હલકાપણું નથી, પણ મારીજ જાતનું છે. કદાપિ તેમની વિમળ પ્રિતીને સંબંધ થયા અવલ ડાઘ ન લાગે તેના માટે બેસવાની મારે આવશક્યતા છે પણ આ વખતે તેમની વિમળ પ્રિતીને મલીન થાય તેવો બિલકુલ

સબબ નથી. આવો વિચાર કરી પોતે પોતાના સુવાના મકાનમાં ચાલી ગઈ.

જાળીએ પ્રલ્હાદ અને કમળાગૌરીએ કેટલીક વખત સુધી સામસામું જોયાં કીધું. પ્રેમની ગેલછા તથા પ્રથમની દ્રષ્ટી મુલાકાતથી કોઈથી બોલી શકાયું નહીં ડાહ્યાં છતાં પોતાનું ડાહાપણ ગુમાવી પ્રેમાંધ બની રહ્યા. તોપણ પોતાના મનપર પ્રેમરૂપી આકર્ષણ સખ્ત રીતે ખેંચતું હતું. તે મુજબ ન ખેંચાતાં તે ગતીને હલકી પાડી આપણો પ્રલ્હાદ બોલી ઉઠયો કે—

સુંદરી! આ વખતે તું એકલી ક્યાંથી ?

**કમળા**—મારા પ્યારા ! મારી સખીઓ પોતપોતાના મકાને ચાલી ગયેલીઓ છે. ને હું એકલી છું.

**પ્રલ્હાદ**—તું જાણે છે કે આ વખતે મારો મિજાજ કેવી ઢબ ઉપર ચાલે છે છતાં મારા મનના અંદર બળતા આગના ભભુકામાં ધૃત હોમી વધારો માં કર.

**કમળા**—વધારે નહીં પણ સાથે બેસી અરસપરસ વાર્તા વિનોદ કરી છુટા પડવા મારૂં મન ઘણું ઉત્સુક હતું પણ આપણા બન્નેના દુ:ખમાં વધારો કરનારી શોક રૂપિ ભીંત વચમાં છે.

**પ્રલ્હાદ**—પ્યારી ! તે તો આપણો સાક્ષી છે. અત્યારે આપણા મનમાં સોનાની થાળીમાં લોઢાની મેખ માફક છે. પણ પુર્ણ વિચાર કરી ઇશ્વિરનો પાડ માન.

**કમળા૦**—ન્યાય પુર્વક આપનું કહેવું ખરૂં છે.

**પ્રલ્હાદ**—ત્યારે શું ! પ્રિતી પુર્વક મારૂં કેહેવું ખરૂં નથી?

**કમળા૦**—મારા વ્હાલા ! મારાથી કેમ કહેવાય:

**પ્રલ્હાદ**—શું દર્દીનું દર્દ હોલાવવા માટે આવેલી છુ?

**કમળા૦**—મારા પ્યારા! ના ઔષધ લેવા આવેલી છુ.

**પ્રલ્હાદ**—ત્યારે શું ! તું તારૂં દર્દ હોલાવવા આવેલી છુ.

**કમળા૦**—પ્રાણાધાર! બન્નેનું દુઃખ વધારવા આવેલી છુ.

**પ્રલ્હાદ૦**—ત્યારે તારૂં દર્દ હઠાડવાના માટે તેં કયો વૈદ્ય ખોળેલો છે?

**કમળા૦**—આપનાં પાસેના વૈદ્યની સ્ત્રી હુશીઆર જાણી ખોળેલી છે?

**પ્રલ્હાદ**—શું ! તે દુઃખથી મુક્ત કરી શકશે ?

**કમળા૦**—વ્હાલા ! મને સંપુર્ણ આશા છે.

**પ્રલ્હાદ**—મારો રોગ શી રીતે હઠશે ?

**કમળા૦**—દવા કરવાથી.

**પ્રલ્હાદ**—દવા ન મળી તો ?

**કમળા૦**—વૈદ્ય પાસે જતું.

**પ્રલ્હાદ**—વૈદ્ય ન હોય તો ?

**કમળા૦**—ત્યારે શું ! મારા વ્હાલા ! મને નિરાશ કરવા ધારો છો ?

**પ્રલ્હાદ**—પ્યારી ! ના હું તને નિરાશ કરવાનો નથી.

**કમળા૦**—ત્યારે શું ? કરશો.

**પ્રલ્હાદ**—મુક્ત થઈ તારી ધારણા મુજબ કરીશું.

**કમળા૦**—મુક્ત ન થયા તો ?

**પ્રલ્હાદ**—વૈદ્ય અને દવા આપનારને છોડી હાથે દવા શરૂ કરીશું ?

**કમળા૦**—મારા પ્યારા પ્રિયતમ ! જે ખુલાસા ક-

રવાના હતા તે થઈ ગયેલા છે હવે અન્યોન્ય આ સંસારિક લ્હાવાની સાથે હળી મળી ચાલવાનો વખત ક્યારે મળશે ?

**પ્રલ્હાદ**—મને પણ એવીજ ઇચ્છા છે કે ઇશ્વિર એ વખત જલ્દી બતાવે.

**કમળા૦**—કહેતાં મારૂં મન ઘણું પાછું હઠે છે. પણ લાચારીની સાથે દીન દાસી કહેવા રજા માગે છે કે, હવે રાત્રી ઘણી ગયેલી છે.

**પ્રલ્હાદ**—ત્યારે શું તું મને એકલાને મુકી જવા રજા માગે છે ?

**કમળા૦**—તે કેહેતાં મારી જીભ ઉપડતી નથી.

**પ્રલ્હાદ**—ત્યારે કહે કે હવે તું ક્યારે મળીશ ?

**કમળા૦**—આપણા બન્નેનો અરસપરસ હળી મળી ચાલવાનો હુકમ મારા વડિલોનો થશે ત્યારે ?

**પ્રલ્હાદ**—ન થયો તો પછી ?

**કમળા૦**—મારા પ્યારા ! તે પછી શું થશે તેની કલ્પના કરવાનું કામ હું આપનેજ સોંપુછું ?

**પ્રલ્હાદ**—ત્યારે શું તું કુંવારી રહીશ ?

**કમળા૦**—ના હું પરણેલી છું.

**પ્રલ્હાદ**—વળી ક્યાં—?

**કમળા૦**—એક યુવક પુરૂષની સાથે.

**પ્રલ્હાદ**—તે કોણ ?

**કમળા૦**—મારી સખીના દોસ્તનો દોસ્ત કે જેણે મને રોકેલી છે.

**પ્રલ્હાદ**—તારે ઉતાવળ છે ?

**કમળા૦**—મને નથી.

**પ્રલ્હાદ**—ત્યારે કોને છે?

**કમળા૦**—બન્નેની આબરૂને.

**પ્રલ્હાદ**—ત્યારે શું તે આપણે છોડી છે?

**કમળા૦**—ના. સંપાદન કરેલી છે.

**પ્રલ્હાદ**—ત્યારે શું ચીંતા?

**કમળા૦**—વ્હાલા! લોકડર.

**પ્રલ્હાદ**—પ્રીયે! આ વખતનું એક ચુંબન આપ?

**કમળા૦**—મ્હારા વ્હાલા! અશક્ત છું.

**પ્રલ્હાદ**—પ્યારી, ખરેખર અશક્ત છે?

**કમળા૦**—કયા ચુંબનના માટે.

**પ્રલ્હાદ**—હસ્ત ચુંબનના માટે?

મારા પ્રાણાધાર! મારી આંખની કીકી! તારા આ-શ્રયે છું. એવું બોલી કમળાગૌરી પોતાનો નાજુક હાથ જાળીઆ ઉપર મુંકે છે તે પકડી ચુંબન લેઈ પ્રલ્હાદે છોડી દીધો. કે તુરત કમળાગૌરીએ પોતાનો રસ્તો પકડયો અને પ્રલ્હાદ પણ પોતાની જગ્યોએ જઈ સુઈ રહ્યો.



# પ્રકરણ ૬ ઠું.

## દોહરો.

અમલદારજ જડશે અતી, મોટા મુખવાળાજ;

મોટા પેટતણા અરે, જડશે જન થોડાજ.

રાત્રીના બાર વાગ્યાનો અરસો હતો, ચંદ્રમા પોતાના ઉજવળ કિરણોથી પુર્ણ પ્રકાશ પામેલો હતો. કામો દીપક વાયુના લ્હેરીઆં આવતાં હતાં. આ વખતે ઘણા ભાગે સ્ત્રી પુરૂષો પોતાની જગ્યોએ નિંદ્રા દેવીને વશ થઈ આછાં શ્વેત કપડાંઓ ઓઢી શ્વેતાંમ્બર ધારણ કરેલી અગાશીમાં નિર નિરાળાં ઔલોકિક સુખમાં સુતેલાં હતાં. ઘણા ભાગે મુખપર કપડું જોવામાં આવતું નહોતુ. બલ્કે કેટલાક નીંદ્રા દેવીના શસ્ત્રે એવા ઘાયલ થયેલા હતા કે, પોતાના શરીરની શુદ્ધી બિલકુલ રહેલી નોહોતી. કોઈ બોલતું નહોતુ પણ સુતેલાં આનંદી સ્ત્રી પુરૂષોનાં નસકોરાં શ્વાશે ભરાયેલ મનુષ્યની ઉપમાના પાત્ર થતાં હતાં. ઘણા ભાગે કોઈ પણ સ્ત્રી પુરૂષ સડકપર જોવામાં આવતું નોહોતું, પણ વખતે વિલાસીનીઓના મંદીરેથી પોતાના પાપ કર્મથી પરવારી સંતોષની સાથે થયેલ ખુવારીથી પોતાનો કામાગ્ની દબાવતા અને કેટલાક ગાતા સ્વછંદી પુરૂષો પોતાના ઘરે આવતા જોવામાં આવતા હતા. તેમની હઠીલી સ્ત્રીઓ હકીકતની જાણીતી હોવાથી જાગતે છતે દ્વાર ન ખોલવાથી ભયંકર આકૃતીની સાથે તોફાની ગાળોનો વરસાદ વરસાવતા હતા. આવા ફારસ કેટલાક મોજીલા પણ કુછંદે ફસાયેલ પુરૂષોના ઘરે જોવામાં આવતા હતા. નાટકશાળાઓમાં હજારો માણસની

ગીરદી કોઈ બેઠેલી કોઈ ઉભેલી પરંતુ નમેલા ક્રમે જણાતી હતી. નાચની સાથે મનહર ગાયનો શરૂ થએલાં હતા તેના વડે શ્રોતા જનોનાં શીરો કરૂણારસે ડોલી રહેલા હતા. વખતે પડદો પડતાં દેર થવાથી કેટલાક ફાંકડા યુવકો સીટી ઉપર સીટી બજાવી નાટકાલય ગજાવી મુકતા હતા. ચોકીવાળા પેહેરગીરો ચોરીના ભયથી લોકોને જાગૃત રહેવાના માટે ગલીએ ગલીએ ભમી પોકાર મારતા હતા. કેટલાક ડોળધાલુ નિશાબાજ લોકો સભક્ત જણાવાના માટે તંબુરા, મંજીરાથી આજનો પર્વણીનો દિવસ સમજી, રાત્રીનો નો ઉજાગરો કરવો ધારી, ભજનમાં તલ્લીત થયેલા હતા. શિવાય તમામ જગ્યોએ શાન્તીઃ શાન્તીઃ પ્રસરી રહેલી હતી પણ એક સડક ઉપરના મહેલમાં તે વખતે જુદોજ આભાસ હતો દીવો બળી રહેલો હતો. ઘણા માણસો જાગૃત નહોતાં પણ એક ગૃહસ્થને મોડજી કરીને કોળી ઠાકરડો એજ જણ જાગૃત હતા. જેઓ નીચે મુજબ વાતો કરતા હતા.

**ગૃહસ્થ**—તે પછી તમે શુ કર્યું ?

**મોડજી**——સાહેબ ! સારાવાના થશે.

**ગૃહસ્થ**—પણ કેટલી દેર છે ?

**મોડજી**—ગરિબપરવર ! આવવા ઉપરજ બાકી છે.

**ગૃહસ્થ**—તેમાં મારો દહાડો શું વળ્યો ?

**મોડજી**—સાહેબ ! શાહજોગી સમજવું.

**ગૃહસ્થ**—તેમ નહી ચાલે ?

**મોડજી**—ગરીબપરવર !કાંઇ દેર જેવું નથી તો—

**ગૃહસ્થ**—ગમે તેમ થાઓ, પણ જો આજની રાત્રીમાં તે કામ થયું નહીં તો સવારે તમારા ગેરલાભમાં ઠરાવ બાહાર પાડવામાં આવશે.

**મોડજી**—આજની રાત્રીએજ રકમ આવવી જોઈએ? તેમાં મીનમેખ નથી. તોપણ હું વચમાંછું એટલે આપને શું હરકત છે. શું ! મારો ભરૂસો આપને નથી?

**ગૃહસ્થ**—તમારા ઘરનું કામ હોય તો જુદી વાત છે. તમે તો હાલ કોરા છો. પણ કહોકે, આ રકમ ઠરાવ થયા પછી ન મળી તો શું આધાર ઉપરથી અમારે તમારી પાસેથી લેઈ શકાય ? શું! તે વખતે અમારે તમારી સાથે દુશ્મીની બાંધવી વખત ચુકયા પછી કાંઈ નહીં.

**મોડજી**—હું આપના આગળ કબુલ થાઉંછું કે, સદરહું રકમ મારે મારા ઘરખરૂં જો આજ ન આવે તો ભરી આપવી આમ અધીરા શું બન્યાછો ?

**ગૃહસ્થ**—તેમાં અધીરાનું કાંઈ નથી. ખરૂં પુછાવો તો તમે જક્કી છો. પોતાના પગ ઉપર કુવાડીઓ મારવા તૈયાર થાઓછો. ને પારકાને બચાવોછો. પણ એવા ડાહ્યા થએ ઘર ખાલી થાય અમારામાં ચાલતી વાત કરવાની સખ્ત મનાઈ છે. પણ અમે તો અમારૂં એ જીવક–જાગીર ગણીએ છીએ. કારણ અમારૂં માસિક ખર્ચ ૩૨૦૦ નું છે. ને પગાર પણ તેટલોજ છે. એમાં શું કમાણા ને પછી ન્યાત વગેરેનાં ખર્ચ અમે કયાંથી કાઢીએ ?

**મોડજી**—આપે કીધું એતો ખરૂં મારે આપની સાથે એકજ વખતનું કામ નથી. કે હું લુચ્ચાઈ કરી આપની રકમ ઓળવું. મારે આપની પાસે ઘણી વખત કામ છે. તાબાના જાગીરદાર છીયે શું ? એક વખત લલચાવી ગયા તો ફરી આપની પાસે કોઈપણ ફંદામાં આવીશું નહીં ?

**ગૃહસ્થ**—મારે વધારે વાત કરવા ખુશી નથી. હવે મેહેરબાની કરી ઘરે પધારો ?

**મોડજી**—ગરિબપરવર ! આવું શું બોલોછો ?

**ગૃહસ્થ**—હું એમ કહુંછું કે, આપણી ઠરાવેલી ર-કમ લેઈને આવજો નહીંકર કાલે નવા જુની છે. તમારી શરમ રાખીશ નહીં ને તમને પણ ઝાંઝર પેહેરાવી ઝુંઝાજીની સાથે ખડા કરીશ ?

આવી વાતચીત થાય છે એવામાં નિચેથી મોડજી મોડજી કહી કોઈએ બુમ મારી. મોડજી બારણે આવી જુએ છે તો પોતાનો મોકલેલો માણુસ જોવામાં આવ્યો. તેને ઉપર બોલાવી તેની પાસેથી રૂપિઆની થેલી લેઈ આપણા ગૃહસ્થ તરફ બોલ્યો કે, સાહેબ! આ રૂપિઆ લ્યો.

આપણો ગૃહસ્થ રૂપિઆ લેઈ ગણી જોઈ મોડજી આ તો રૂ ૫૦૦–૦–૦ છે. બાકીના ક્યાં છે.

**મોડજી**—મેં આપને કહ્યુંજ હતુ કે, કામ પાકયા પછી બીજા રૂપિઆ આપીશું. તે શું આપ ભુલી ગયાછો કે?

**ગૃહસ્થ**—ઠીક ! તેમ કરજો પણ જુઓ મોડજી આ તમારા ઈતબાર ઉપર રાખ્યા છે. ને આ કામ કર્યું છે તે પણ તમારા ઈતબાર ઉપરજ કરેલું છે માટે વાત બીજે-ન જવી જોઈએ.

**મોડજી**—વાહ ! સાહેબ શું ! મને આપ એવો સમજો છો ?

**ગૃહસ્થ**—જો એવું સમજતો હત તો ડેહેલામાં પણ આવવા દેત નહીં. તો પછી આવું કાયદા વિરૂદ્ધ કામ હું તમારી પાસે કેમ કરોત?

**મોડજી**—ભલે ગરીબ પરવર! કેહેવું હોય તો કહો? પણ અમે વાત બહાર પાડીએ નહીં. આ તો બીચારૂં

શું છે? સાહેબ! કોઈ વખત કામ ભળાવો ને જ્યારે પાછા હડીએ ત્યારે ફીટકાર આપજો.

**ગૃહસ્થ**—તમે જાણોજછો કે? ભાઈ કહેવાની રીતછે. અમે તમને કામ કહેતાં કાંઈ બીજી રિતે સમજતા નથી, પોતાનું ઘર જાણીએ છીએ.

**મોડજી**—ત્યારે રજા હોયતો હમે જાઇએ? રાત ઘણી ગયેલી છે? સાહેબ! ઝુઝાજી તથા અમે તમારા શરણે છીયે.

**ગૃહસ્થ**—શરણે પરમેશ્વરના. અમારૂં માણસનું શું ગજું છે. પણ કાલે થશે ત્યારે દેખીલેજો. સહુ ભલે શાન્તીમાં રાત ગાળો. કાંઈ ફીકર રાખવી નહીં, ઇશ્વિર સારાં વાનાં કરશે?

**મોડજી**—ગરિબ પરવર! અમારે આપનો પ્રતાપછે. ને હવે અમે જાઇએ છીયે.

આવું કહીને મોડજી તથા તેની પાછલ રૂપિયા લેઈ આવનાર સખ્સ બહાર આવ્યા ને સડક ઉપર ગયા. થોડે દુર ગયા બાદ એક કદાવર કાળા પોશાક વાળા પુરૂષે તેમને પકડી સીટી બજાવી કે, તેવો કદાવર નહીં પણ કાળા પોશાક વાળો એક પુરૂષ આવી પહોચ્યો પછી તેઓ બંન્ને જણાએ અકેકો પકડી લેઈ રવાના થયા.

વાંચક વૃન્દને વિચાર ઉત્પન્ન થશે કે, ઉપર કહેલો ગૃહસ્થ મોડજી તથા તેનો સાથી અને કાળા ડ્રેશવાળો એક કદાવર ને બીજો સાદો પુરૂષ કોણ હશે ? આ હકીકત કેટલાકના સમજવામાં આવી હશે? અને કેટલાકના મનમાં વિચાર ઘોળાતા હશે. પણ એટલું તો સર્વેના સમજવામાં આવી ગએલું હશે કે, અમુક ત્હોમતમાંથી મુક્ત થવાના માટે લાંચની લેવડ દેવડ થયેલી છે. અને તે કોણ

છે. તેનો ખુલાસો આ મારૂં લઘુ પુસ્તક જેમ જેમ વાંચનાર સજ્જન વાંચતા જશે તેમ તેમ થતો જશે ?

અત્યારનો વખત દિવસના સાડાનવ વાગ્યાનો હતો. શેહેરની જમણી બાજુએ ઇન્સાફી કોર્ટોનાં મકાન હતાં. પણ તેમાં મુખ્ય કોર્ટના મેદાનમાં વાદી–પ્રતિવાદી ફરિયાદી વગેરે લોકોનાં ઝુંડ એકઠાં થએલાં હતાં. તેઓ પૈકીના કોઈ ઉભેલાં, કોઈ બેઠેલાં, કોઈ ફરતાં અને કોઈ વિચાર શુન્ય થએલાં હતાં. કોર્ટમાં લખવાની ઉમેદવારી કરનારા ઉમેદવારો પૈસા પ્રાપ્ત કરવાના હેતુથી વાદી, પ્રતીવાદી, વગેરેને જુદી જુદી ઢબથી સમજાવતા હતા, કોઈ અમલદારના નામે પૈસા મારી ખાતા હતા. કાયદાનું જ્ઞાન નહીં છતાં ડોળઘાલું ઉમેદવારો કાયદેથી પોતાની મહત્વતા અણસમજુ લોકોને બતાવી તારૂં કાંઈ થવાનું નથી. એવા નાદાન ભડકારા મારી ધોળે દહાડે ખરી લુંટ નહીં પણ ખરી લુંટના ઉપમાના પાત્રજ લુંટ ચલાવી પોતાના ખીસ્સા તર કરતા હતા. વકીલો કોર્ટની પરશાલમાં બેઠેલા હતા તેઓ પૈકીના કેટલાક પોતાના અસીલોને નિમકહલાલી પણ સમજી તેમને મુક્ત કરવાના માટે ઉલટી રીતે સમજાવી પોતાની દાનાઈનું વિશાળ સ્વરૂપ હલકું કરતા હતા. કેટલાક નિખાલસ મનના વકીલો સાફ ધ્યાનથી પોતાના અસિલોના બચાવના અર્થે પુરાવ મજબુત થવાના માટે કાયદાનું મથન મનની સાથે લેઈ બેઠેલા હતા. કેટલાક નવરા કાયદાના પુસ્તકો અવળ સવળ ફેરવતા, કેટલાક વાંચતા, તેમજ કેટલાક વાત ચીત કરતા જણાતા હતા. પટાવાળાઓ ગરબડ ન કરવાના માટે ફરિયાદી વગેરે વૃન્દને દન્ડ થશે એવી ધમકી સહીત વારંવાર ચેતવણી આપતા હતા. આ વખતે કેટલાક લોા-

મતદારો પોતાના કૃત્યના બદલામાં પગમાં ઝાંઝર ખખડાવતાં બીનપૈસે કોર્ટના બાગમાં સડક સુધારવાપર મથતા હતા. તેમાંના કેટલાક સદરહુ કેદની દરકાર પોતાના નિત્ય ચોરીના ધંધે નહીં હોવાના લીધે ખુશ ચેહેરે અને કેટલાક બીન તકસીરવાન કેદીઓ કે જેઓ ફરીયાદી પૈસાદાર હોવાનાજ સબબે ફસાએલા હતા, તે આ કારાગૃહમાંથી કયારે મુક્ત થઈશું ? એવી તેમના મનના અંદર રહેલી અપશોષીના લીધે પોતાના મોઢા ઉપર દિલગીરીનું આચ્છાદન જણાતું હતું. અને કેટલાક જેનો ચુકાદો હજી થએલો નથી, પણ ફક્ત ફેંસલા ઉપરજ બાકી છે તે આ કોર્ટના મેદાનમાં કોર્ટનો વખત હોવાના સબબે બંદુકદાર એક આગળ ને એક પાછળ એવા બે સીપાઈઓની સાથે ઉભેલા હતા. અને આપણા પાપ કર્મનો ફેંસલો આપણે કેવો પામીશું આવા વિચારમાં ગરક થઈ પસ્તાવો કરતા હતા. કોર્ટની અંદરના નિચેના ભાગમાં ઉંચી જાતની શેતરંજી બીછાવેલી હતી, કોર્ટના મધ્ય સ્થળે ઉંચો મોટો પંખો લટકાવવામાં આવેલો હતો. છત પણ સુંદર શ્વેત રંગની હતી. કોર્ટની પછીતે પણ મધ્યસ્થળે ઉંચા આસન ઉપર મેજીસ્ટ્રેટની બેઠક હતી. આગળ મોટો મેજ પડેલો હતો જેના ઉપર લીલારંગની બનાતૂ આચ્છાદન કરેલી હતી. અને તેના ઉપર કાયદાના જોઈતાં પુસ્તકો પેનલકોડ, પ્રોસીજર કોડ વગેરે પડેલાં હતાં. એક બાજુએ ખડીઓ અને હોલ્ડર હતાં. તેથી થોડેજ છેટે સામસામને બે ખુરશીઓની લાઈનો ગોઠવાએલી હતી કે, જેના ઉપર આવતા જતા યોગ્ય માણસો તથા વકીલો બેસવા પામતા હતા. અધ્યક્ષની ખુરશીની જમણી બાજુએ શીરસ્તેદારનો ગાદી તકી-

ઓ પડેલો હતો. કે જેના ઉપર મોટા મુખનો શીરસ્તેદાર આ વખતે બેઠેલો હતો. એક બાજુએ કેદીઓ તથા સાક્ષીઓને ઉભા રહેવાના પાંજરાં જમીન સરસાં ચોંટેલા જણા હતા આ વખતે તો ઈંદ્રની કચેરીની ઉપમા આ કોર્ટ પામતી હતી પણ વાંચક વૃન્દ સબુર ધરો કે, તેનો અમલદાર ન્યાયપક્ષે કેવો વર્તનાર છે, તે હવે પછી તમોને માલુમ પડશે.

બરોબર દશ વાગ્યા કે, મેદાનના મધ્યે બેઠેલાં, સુતેલાં, વાતે વળેલાં ઉભાં માણસો એકદમ વિખરાઈ જઈ બાજુઓ પકડી ઉભાં. અને કેટલાક સમજુ માણસો સભ્યતાની સાથે રસ્તા છોડી બાજુ ઉપર ઉભા રહ્યા. એવામાં ગડગડાટ કરતી બગી કોર્ટના કંપાઉન્ડમાં આવી ઉભી રહી તેમાંથી ઉતરી ધનના મદે છકેલો પોતાના પગના ધમકારે કોર્ટ ગજાવતો એક પુરૂષ કોર્ટમાં દાખલ થયો. જેનો પોશાક ગળાતક યુરોપિયન ફેંસલનો હતો. ને શીર ઉપર જોતાં દેશી ધાટનો આકાર સાદશ થતો હતો. તે પાંશરો પોતાની જગોએ બેઠો. તે કોણ હશે ? તે આ પ્રસંગે આપણો ફર્સ્ટ મેજીસ્ટ્રેટ હતો તે શીરસ્તેદાર ભણી બોલ્યો કે, અમૃતશંકર તથા તેની પત્નીને મો. બાલીસણાની હદમાં બાલીસણાના ઠાકરડા ઝુંઝાજી વલાજીએ લુટી રૂ૨૧૦૦–૦–૦ નો માલ લેઈ ગયાના કામનો ફેંસલો મેં તમને ગયેરોજ જણાવ્યું છે તે મુજબ લખી તૈયાર કરી મને કહો ? તે પ્રમાણે શીરસ્તેદાર ફેંસલો તૈયાર કરવામાં ગુંથાયો ને માજીસ્ટ્રેટ બોલ્યો કે,

પટાવાલા ?

**પટાવાળો—હાજર.**

**માજીસ્ટ્રેટ**—વો લુટકે કાંમમેં સબ લોગ હાજર હૈ કે ક્યું ?

**પટાવાળો**—સબ હાજર ખડે હે.

**માજીસ્ટ્રેટ**—સબકું સબસબકી જગ્યોએ લ્યાકે ખડે કરો ?

**પટાવાળો**—અચ્છા સાબ.

મારા વહાલા વંચકો ! આપના સમજવામાં આવેલું હશે કે, ગઈ રાતીના બાર વાગે સડક ઉપરના એક મહેલમાં રૂ૫૦૦ ની રકમ આપવા લેવાના સંબંધમા જે ગુંથાએલા હતા તેઓ પૈકીનો રકમ લેનાર ગૃહસ્થ તે માજીસ્ટ્રેટ છે. ને ઝુંઝોજી પોતે વગેરેના ઉપર ખરૂ તહોમત છતાં પૈસાના જોરે છુટનાર તહોમતદારો પૈકીનો એક હતો. અને મોડજી તથા કાળા પોશાક વાળા બે પુરૂષ કોણ હતા, તે જાહેર મુકવા મારી વાત શરૂ કરૂંછું કે,

પટાવાળો આપણા આ ગ્રન્થની નાયીકાના ભાઈ અમૃતશંકર તથા તેની પ્રિયા કસ્તુર તથા ગ્રન્થનો નાયક પ્રલ્હાદ તથા તેનો દોસ્ત પ્રભુલાલ સિવાય બે મુસલમાન સિપાઈ લેઈ કોર્ટની એક બાજુએ ઉભો રહયો. આપણા પ્રલ્હાદ તથા પ્રભુલાલને પોતાના વખતો વખતના અમાન્યના લીધે તેમનું મન્ન કેવી સ્થીતિપર હશે ? તે વિચાર કરવાનું કામ હું વાંચનારને સોંપુછું તેઓ ઓછું જ્ઞાન ધરાવવાવાળા નહોતા, છતાં તેમનું માન્ય બિલકુલ સચવાતું નહોતું. એક તરફ નઠારા કૃત્યનો બદલો ભોગવનાર આપણો ઝુંઝોજી કેદી અત્યાર સુધી કેદીના પિંજરમાં ઉભો રહેલો હતો. જોકે મેજીસ્ટ્રેટના મનમાં તેને તેના પાપ ક-

મંથી ભુર્શીદક્ષિણા ભગ્યાના સબબે મુક્ત કરવાનો ઇરાદો રહેલો છે. પણ ભવિષ્યમાં શું થશે તેનો વિચાર તેને નથી. ત્હોમતદારની પાસે તેની સેવા ચાકરીના માટે એક યુવાન શીપાઈ બંદુક સહિત ઉભો રહેલો હતો. ત્હોમતદારનો વકીલ પણ ત્હોમતદારના તરફની ખુરશીની લાઇનમાં બેઠેલો હતો. સઘળે શાન્તમય હતું. આ વખત ઠરાવ પણ તૈયાર થઇ રહેલો હતો. જે માજીસ્ત્રેટે પોતાના ડાબા હસ્તથી પકડેલો હતો. ને જમણાં હાથમાં એક હોલ્ડર રહેલું હતું તે મોટા સ્વરે બોલ્યો કે,

મી. અમૃતશંકરને પોતાની પત્ની તેડી આવતાં મો. બાલીસણાની હદમાં મો. બાલીસણાના ઠાકરડા ઝુંઝાજી વલાજી વગેરેએ લુંટી રૂ ૨૧૦૦—૦—૦ નો માલ લેઈ ગયાના કામનો ઠરાવ આજરોજ બહાર પાડવામાં આવે છે તે આ ગ્રામના લોકો લક્ષ પુર્વક સાંભળો?

એમ કહી વાંચવા માંડેછે એવામાં એક પટાવાળો આવી ઉતાવળા સ્વરે બોલ્યો કે સાહેબ! રાજાજી સાહેબ પધારતે હૈ.

ઝડપ લેતો સન્માન આપવાના માટે બ્હાવરા દિલે માજીસ્ત્રેટ રાજાજી સામને ગયો. આ વખતે તેની સ્વરૂપાકૃતીએ કેવળ વિચીત્ર સ્વરૂપ ધારણ કરેલું હતું. પણ જેના મુખની તેજીમાં ઝાંખ પડીગયેલી હતી. દેખીતી વજ્ર સમાન, પણ આ વખતે તેની છાતી બુરા કૃત્ય કર્યાના ડરની માફક ધબકવા લાગેલી હતી. તેમજ વગર અગ્નીએ બળવા લાગી હતી. તે પોતાના ભાગેલા પગે પણ ડરના મારે રોફ બંધ ચાલી રાજાજી સામને ગયો, કોર્ટની સીડી પર સમાગમ થયો. મુલાકાત લેઈ રાજાજી સાહેબને સન્માન પુર્વક કો-

ટેના મકાનમાં આવ્યા. આવખત રાજા આપણા ફર્સ્ટ મા-જીસ્ત્રેટની જગ્યાએ બેઠેલો હતો. શીરસ્તેદારની ગાદી ઉપર માજીસ્ત્રેટ ઉભેલો હતો. ને સામની બાજુએ શીરસ્તેદાર હાથમાં કલમ તથા અડધા લખેલા કાગળો ઉભેલો હતો. વકીલો પોતપોતાની ખુરશીઓ આગળ આવવાનું કારણ સમજવા તથા માન્યની ખાતર ઉભેલા હતા. એક બાજુ શેતરંજી પર આપણા પ્રલ્હાદ તથા પ્રભુલાલ વગેરે ઉભેલા હતા. કે જેઓની પૃકૃતીએ આજે જુદુજ સ્વરૂપ ધારણ કરેલું હતુ. તથાપી આ વખતે તેમનો ચેહેરો કાંઈ આશ્ચર્ય જોયાની માફક જણાતો હતો ને મી. અમૃતશંકરની પાછળ જે છુપકીથી ઉભેલા હતા. તે તેની આગળ આવી ઉભા રહ્યા. રાજાનો તથા તેની સાથે આવેલ એક સાથીનો પોશાક આ વખતે શીકારના સમયનો હતો.

આ વખતે આપણા પ્રલ્હાદ અને પ્રભુલાલના મનમાં આવ્યું કે, વડ નિચે ગુંમ સાંભળવાથી જેની મદદે આપણે ગયેલા હતા, અને સામી બાજુએથી જે એક નવો સવાર આવી પહોંચેલો હતો ને તેણે આપણા નામ ગામ અત્યાગૃહથી ગાગ્યાં. કે જે આપણે કવિતામાં ચીઠ્ઠીથી આપ્યાં હતાં તેજ સ્વાર આ લાગે છે તે ઉપરથી તેનો ખુલાસો આપણા પ્રલ્હાદે, પ્રભુલાલને પુછયો. તેને તેનો જવાબ પોતાની ધારણા મુજબ મળ્યો ફેરમાત્ર એટલોજ પડયો કે, આ વખતે આવેલ આ બે માણસોમાં ઘણો ફેરફાર માલુંમ પડતો નથી. એટલે આપણાથી આગળ બોલી શકાય નહીં તુમાન અથવા નમાંન, પણ અધ્યક્ષની જગ્યાએ બેસનાર પુરૂષ આપણો નવો સવાર મને ભાષે છે. આવું પ્રલ્હાદ બોલ્યો. તેના જવાબમાં પ્રભુલાલ બોલ્યો કે, મને પણ તેમજ

જણાય છે. પણ ધીરજ પકડવી, તેઓ શામાટે આવેલા છે? ને કોણ છે? તે થોડા વખતમાં માલુમ પડી આવશે. એવી રીતે અરસપરસ વાત ચીત ચાલે છે તેવામાં માજીસ્ત્રેટ ભણી રાજા બોલ્યો કે,

સર્વેને પોતપોતાની જગ્યોએ બેસી જવાનો હુકમ આપો? જે લોકોનું કામ ચાલતુ હોય તેજ લોકોને ફક્ત ઉભા રાખો.

**માજીસ્ત્રેટ**—બહુ સારૂ સાહેબ! (ફરમાવ્યા મુજબ બ્યવસ્થા કરે છે.)

**રાજા**—આજે તમે જે કેશ ચલાવો છો તે જોવા મને ઇચ્છા છે?

**માજીસ્ત્રેટ**—હજુરની ગરજી.

**રાજા**—ત્યારે કહો કે આ ત્હોમતદાર કયા કામનો છે?

**માજીસ્ત્રેટ**—અહીંના રહીશ મી. અમૃતશંકર તેમની ઓરતને તેડવા પોતાના સાસરે ગયેલ ત્યાંથી વળતાં આવતા આપણા બાલીસણાની હદમાં સદરહુ ત્હોમતદાર કે જેનું નામ ઝુંઝાજી વલાજી કરીને છે તે વગેરે બીજા બે મળી કે જે આરોપિતોના નામ નમુદ થએલા નથી. તેમણે મળી લુંટી રૂ ૧૧૦૦-૦-૦ નો માલ લેઈ ગયાની ફરિઆદ થતાં પોલીસ ઇન્કવાયરી માજીસ્ટ્રેરિઅલ તપાસપર લેવા આ કોર્ટમા નુંધાએલી છે. તે કામનો એ ત્હોમતદાર છે.

**રાજા**—પેલા એક બાજુ તરફ ઉભેલાં સ્ત્રી પુરૂષો કોણ છે?

**માજીસ્ત્રેટ**—સદરહુ લુંટના કામના ફરિઆદી તથા સાક્ષીઓ છે.

**રાજા**—અમૃતશંકરને તેની પત્ની સિવાયના સાક્ષીઓ કે જેનાં નામ આ કોર્ટમાં નમુદ થએલાં છે તે કહો?

**માજીસ્ટ્રેટ**—કસ્બે ગંગપુર ના રહીશ મી. પ્રલ્હાદ તથા પ્રભુલાલ તથા કસ્બે મજકુરના સીપાઈ તુરખાંને જમાલખાં કરીને છે આટલાના નામ નમુદ થએલાં છે.

**રાજા**—નામ નમુદ થયા સિવાયના કેટલા સાક્ષી છે?

**માજીસ્ટ્રેટ**—એક સાક્ષી છે, પણ તેનો પત્તો નથી. ફરિઆદી વગેરે કેહેવામાં લાવે છે કે, તે તુરત નાશી ગયેલો હતો.

**રાજા**—મી. પ્રલ્હાદ તથા પ્રભુલાલ કેવા હુંશીઆર માણસો છે?

**માજીસ્ટ્રેટ**—સાહેબ ! ઠીક છે. ઇંગ્લીશ ભાષાનું જ્ઞાન અચ્છી રીતે ધરાવે છે. ને મને માલુમ પડ્યું છે કે, તેઓ ઉંચી જાતની પરિક્ષામાં પસાર થએલા છે.

**રાજા**—જો એમ છે તો આવા વિદ્વાન યુવકોને તમે અપમાન આપી ઉભા કેમ રાખ્યા છે.

**મી. પ્રલ્હાદ**—

**પ્રલ્હાદ**—સાહેબ!

**રાજા**—તમે તથા તમારો સાથી તેમજ અમૃતશંકર આ ખુરશીઓ ઉપર બેસો. અને તમારી સાથે જે બાઈ આવેલી છે તેને પટાવાળાની સાથે ઘરે મોકલાવી દો. જરૂર હશે તો બોલાવવામાં આવશે?

તે પ્રમાણે કરી આપણો પ્રલ્હાદ તથા પ્રભુલાલ અને અમૃતશંકર અનુક્રમે ખુરશીઓ ઉપર બેઠા તે વખત પ્રલ્હાદ અને રાજાએ એકજ નજરે કેટલીક વખત સુધી ટગર ટ-

ગર જોયા કીધું હતું આ વખતે માજીસ્ત્રેટની લાગણી તેના કાળા કર્મની છાપે વિચિત્ર દેખાવ આપતી હતી. રાજા પાંચેક મીનીટ સુધી પ્રલ્હાદના સામું ટગર ટગર જોઇ માજીસ્ત્રેટ તરફ બોલ્યો કે?

ત્યારે શું! બીજા ત્હોમતદારોનો પત્તો બિલકુલ નથી?

**માજીસ્ત્રેટ**—ના બીજા બે ત્હોમતદારોનો પત્તો નથી. અને જે ત્હોમતદારોનો પત્તો છે તેના ઉપર પણ તેના ગુન્હાના લાયક બિલકુલ પુરાવો નથી.

**રાજા**—શું સદરહુ ત્હોમતદાર શિક્ષાના પાત્ર નથી?

**માજીસ્ત્રેટ**—મરડી મચરડી મારવો ધારીએ તો મરી શકે પણ કાયદેસર તે શિક્ષાના પાત્ર બિલકુલ નથી.

**રાજા**—તે બાબતનો માજીસ્ટ્રેરિઅલ કેશ તથા પોલીસઇન્કિવાયરીના કાગળો મારી આગળ રજુ કરો? મારે સદરહુ મુકદમો વાંચવાની મરજી છે.

માજીસ્ત્રેટને સદરહુ બાબત ચાલેલો કેશ તથા પોલીસ ઇન્કિવાયરીના તમામ કાગળો લાવી શીરસ્તેદાર સોંપે છે. તે રાજા આગળ લાવી માજીસ્ત્રેટ ગભરાતો ગભરાતો મુંકે છે.

**રાજા**—તમે આટલા શા માટે ગભરાઓ છો?

**માજીસ્ત્રેટ**—આપનું આવવાનું કારણ સમજ્યા વગર.

**રાજા**—તમારા લાભના માટે આવેલો છું, કાંઈ ફીકર કરવા કારણ નથી.

આવું કહી એક ચીઠ્ઠી રાજાએ જાતે ઉઠી પ્રલ્હાદના હાથમાં આપી જે પ્રલ્હાદે ઉભા થઈ અત્યંત નમ્રતા પુર્વક લીધી જેમાં નિચે મુજબ લખેલું હતું.

**દોહરા.**

પ્રીય તમારા દર્શને, વધ્યો ઘણો ઉલ્હાદ;
ગંગપૂરના રહિશઆ, **પ્રભુલાલ, પ્રલ્હાદ**

સીવાય નિચેનો દોહરો વધારે લખેલો હતો.

હાલ ઉઘાડો ના પડું, કરવું મોટું કામ;
છાના માના બેસજો, ના લેશો મુજ નામ.

સદરહુ ચીઠી વાંચી પ્રલ્હાદે પ્રભુલાલને આપી તેણે પણ વાંચી, બંનેના મનમાં ઠસી ગયું કે, અધ્યક્ષના આસને બીરાજેલ સખસ તેજ આપણો નવો સ્વાર કે જેને આપણે દોહરામાં નામ ઠામ જણાવી ચીઠ્ઠી આપી હતી, તેજ ચીઠ્ઠી પાછી આપણને આપી, પોતાનું નાંમ ઉઘાડું નાપાડવા ચેતવણી આપે છે. આવા વિચારમાં ઘોળાતા હતા. આણીગમ રાજા પોતાની આગળ પડેલો મુકદમો હાથમાં લેઈ બોલ્યો કે, મી. પ્રલ્હાદ. જો કે આ મુકદમામાં તમારી સાક્ષી છે તોપણ હું તમને વિદ્વાન યુવક સમજી સદરહુ મુકદમાના તમામ કાગળો વાંચવા આપું છું. તે બીન પક્ષપાતે મારી આગળ વાંચો? તે વાંચવા માંડે છે. તમામ વાંચી રહ્યા બાદ રાજા અને પ્રલ્હાદ બન્નેજણા જુદા જુદા વિચારમાં ધુંમ થએલા હતા. ને માજીસ્ટ્રેટની લુચ્ચાઈ ભરેલી ગેરવર્ત્તણુક તરફ ધીઃકારની નજરે જોતા હતા. વિચાર કરી રાજા બોલ્યો કે?

ત્યારે! આ કેશતો ફક્ત ફેંસલા ઉપરજ બાકી રહેલો છે. આ કેશની તજવિજ તમે તમારી શક્તી મુજબ ઠીકજ કરેલી છે? તમારા હાથમાં શું કાગળ છે?

**માજીસ્ટ્રેટ**—સાહેબ ! ચાલતી બાબતનું જજમેન્ટ છે?

**રાજા**—શું! પુરૂં લખાએલું છે?

**માજીસ્ત્રેટ**—જી હા.

**રાજા**—લાવો જોઈએ?

**માજીસ્ત્રેટ**—લ્યો.

રાજાએ જજમેન્ટ લઈ વાંચી પોતાની પ્રજા ઉપર ન-રતાતો જુલમ જોઈ ભયંકર શબ્દે બોલી ઉઠયો કે.

પટાવાળા!

**પટાવાળા**—હાજર સાહેબ.

**રાજા**—વો તોહોમતદાર, વો માજીસ્ત્રેટ ઓર શીરસ્તે-દાર સબકું જેલમાં પહોંચવાદો. ઓર જેલરકું કહેનાકે, રા-જાને સખ્ત તાકીદ દીઈ હૈકે સબકું પકકે જાબતેમેં ર-ખનાં ઓર કલ સબારકે સાતબજે અપની બૈઝતરકા માણે-ક ચોકમેં સબકું લેકે હાજર હોના.

**પટાવાળો**—અચ્છા સાબ.

પટાવાળો રાજાએ બતાવેલ સખ્સોને લેઈ જેલ તરફ જાય છે.

**રાજા**—મી૦ પ્રલ્હાદ?

**પ્રલ્હાદ**--સાહેબ!

**રાજા**—હવે હું જાઉં છું. કાલે તમે માણેકચોકમાં સવારના સાત વાગે હાજર થજો.

**પ્રલ્હાદ**—બહુ સારૂં સાહેબ!

મુકદમાના તમામ કાગળીઆ રાજાએ પોતાના સા-થીને આપ્યા. ને સહુ સહુના રસ્તે વીસર્જન થયા.

આજની રાત્રે ગામમાં ઘણી જુદા જુદા પ્રકારની વાતો ચાલતી હતી. તે સાંભળવાના માટે આગળ મોડજી તથા.

તેના સાથીને પકડી લઈ જનાર કાળા પોશાકવાળા એ પુ-
રૂષો આજરોજ ગામડીઆ પોશાકે ચકલે ચકલે ફરતા હતા.
શેરીએ શેરીએ અને ચકલે ચકલે માણસોના ઝુંડે ઝુંડ વાતો
કરતા હતા, કોઈ બેઠેલાં હતાં, કોઈ ઉભેલાં હતા, કોઈ
વિચાર કરતું હતુ કે, બીચારા માજીસ્ટ્રેટ તથા શીરસ્તેદારને
કેદમાં શા માટે મોકલેલા હશે? તેમનો શું અપરાધ હશે?
કોઈ કોઈ ટોળું કે જેમાંના પુરૂષોને માજીસ્ટ્રેટના પંજા વા-
ગેલા હતા. તે તો વળી ઉલટી રિતેજ વિચાર ચલાવતા
હતા. તેઓ બોલતા હતા કે, સાળા લુચ્ચા હતા. તેઓએ
આખું ગામ લુંટી ખાધુ છે. તેમાંની કોઈ વાત આપણા
રાજાના જાણવામાં આવી હશે. એટલે તેનો તપાસ કરવા-
ના માટે તેઓને જેલમાં મોકલ્યા હશે? જુઓને બીચારો
પેલો છગન બિન ગુન્હેગાર તેને વની માગતો કરી નાંખ્યો!
પેલો ભીખો ગુન્હેગાર તેને છોડી મુકયો! ખરૂં પુછાવો તો
આવો અન્યાય તો ભાઈ આ આપણા બાયલા રાજમાંજ
ચાલે? શીરસ્તેદારનો પણ માજીસ્ટ્રેટમાં ભાગ છે. એટલે બન્ને
જણા મળીને ઉંધા ચતાં કરે છે. સાળાઓને શિક્ષા મળે
તો વધારે સારૂં! નહીં તો પોતાનું ઘર ભરવાઆડે ગજબ
કરશે? મારૂં દિકરૂં ત્રણ ખોટા સાક્ષી ખડા કર્યા કે, બી-
ચારો કાંઈ જાણતો નહોય તો પણ માર્યો જાય આવો
ન્યાય છે. કોણ બારિક ઉતરી તપાસ કરે છે? પણ તેના-
થી તેઓનું શું વળ્યું! બારિક તપાસ કીધામાં શું ફા-
યદો? બારિક તપાસ કરે તો પછી ચાંલ્લો કોણ કરે?
ને હાથ ગરણું પણ કોણ આપે? એ તો બધું ઠીક છે.
વળી કોઈ કહેતો હતો કે, ફક્ત મુકદમો વાંચ્યા ઉપરથી અ-
થવા કોઈ હરાંમી માણસના કેહેવા ઉપર આધાર રાખી

નજરે નિરખ્યા સિવાય બીચારાઓને જેલમાં મોકલી આબરૂ લેવી તે સારૂં કહેવાય નહીં. રાજાઓ કચ્ચા કાંનના હોય છે. નહીંતર સાબીતી સિવાય જેલમાં મુકી ઈજત ઉડાડી દેવી તે કાંઈ નાની સુની વાત કહેવાય નહીં? આ સાંભળી એક અનુભવી પુરૂષ બોલ્યો કે, બેસી રહો! બેસી રહો! ઘણું થયું! તમે શું જાણો! તમને તેનો શું અનુભવ છે? શું બધા રાજાઓ એવા હોય છે? આ રાજા તો તેના બાપના મુવા પછી ગાદીએ બેઠો ત્યારથી રાજના નિમકહરામી માણસોએ ખળભળાટ મચાવી મુંક્યો છે. હલાલી નોકરોના દરમાયા વધાર્યા છે. હરાંમી નોકરોના દરમાયા ઘટાડ્યા છે. મુફતનું અપાતું અફીમ બંધ કર્યું છે. તેથી બંધાણી લોકો બુંમાટ મારી રહેલા છે. ખાલી ભફારા ઠોકનારા ચારણ ભાટો એક દમડીનો સીરપાવ પામતા નથી. હુંશીઆર અને વિદ્વાન માણુસોને મજા કરાવે છે. ખટપટીઆ લોકો તો જેને નજરે જોયા ગમતા નથી. સર્વે લોકોને પોતાની પાસે આવવાની યોગ્ય છુટ છે. લુચ્ચા લફંગા તો પોતાના કટ્ટા દુશ્મન સમજે છે. દારૂડીઆ અથવા નિશાબાજ લોકોની સંગત કરવી પણ પોતે પસંદ કરતા નથી તો પોતે તેવા કામમાં ઉભા પણ શાના રહે. જોઈતાં ખર્ચ વધારે છે. અણ જોઈતા ઘટાડે છે, ને પોતાની રૈયત જેમ બને તેમ સુધારાપર આવવા હમેશા પ્રયત્નો કર્યાં કરે છે, હજુરના ખટપટીઆ લોકો કે જેણે તેઓના પિતાના વજાતમાં લખલુંટ દોલત મેળવી જાગીરદારો બની ગયેલા હતા, તેઓને પાયમાલ કરવાથી તે તથા અમલદાર લોકો કે, જેના મોટા મુખે ઘણું મળતું છતાં તૃપ્તી થતી નોહોતી તે તથા લુચ્ચા લફંગા માણુસો રાજાને ફસાવવા ઘણા પ્રયત્ન રચે છે. પણ આપણો કુશળ વિદ્વાન રાજા તેમના ફ-

દામાં ફસાતો નથી ને વખતે વખતે એવા દાવમાં નાખતો જાય છે કે, તેઓ રાજા સામને ઉંચો પગ પણ કરી શકતા નથી પણ રાજાનું નામ સાંભળી કમકમાટી ખાય છે. તે નવો છે. એટલે હજી તમોને કોઇને માલુમ નથી. તેમજ તે એકી-દમ પોતાનો રોફ પણ બેસારતો નથી પણ ધીમે ધીમે સર્વેને કબજામાં લેતો જાય છે, આજ સવારે મેં સાંભળ્યું છે કે, રાત્રે રાજા ફરવા નિકળે છે? પેહેરગીરોને દન્ડે છે? તેથી તે લોકો હમણા આવશે! એવી ભીતીમાં આખી રાત પોતાના વાહારા મુજબ પેહેરા ઉપર ડ્રેશ સહીત ઉભા રહે છે. જોને હવે ચોરીઓ કેવી થાય છે! ને આગળ કેવી થતી હતી? આવું જોતું સુધારાપર અંદરના ખંતથી લક્ષ રહેલું છે. તે ક-ચ્ચા કાંનનો હોય એવું મારા સમજવામાં આવતું નથી. પણ તેણે હરેક તદબીરથી તેઓના ઉપર પુરેપુરો પુરાવો મેળવી જે-લમાં મુકેલા હશે. આવી રીતે કોઈ કાંઈ અને કોઈ કાંઈ સૌ સૌના મગજ પ્રમાણે જુદી જુદી કલ્પનાઓ માણસના ઝુંડો બાંધતા હતા, વિશેષે કરીને ઘણા મતે માજીસ્ત્રેટની ગેરવર્તણુક પર ધીઃકાર જણાતો હતો ને શીરસ્તેદાર તેનો જમણો હાથ ગણા તો હતો. બલ્કે માજીસ્ત્રેટ તાળું ને શીરસ્તેદાર કુંચી હોય તેવું સંભળાતું હતું. ને તેઓ મોટી શિક્ષાના લાયક છે તેવું બોલતા હતા. તેમજ કોઈ તે ઉંચી જાતનો માણુસ છે. માટે તેના કૃત્યના બદલામાં તેઓને ઝાંઝર ન પડે તો સારૂ? કેટલાક તેને તેના દેશમાં મોકલી દે તો સારૂં? આવી રીતે બોલતા હતા. કેટલાક ઉંઘણુસી માણસો ઉંઘવાની રજા મા-ગતા પોતાના મિત્રને કહેતા જાય છે કે, ભાઈ તું કાલે મા-ણેકચોકમાં જાય ત્યારે બોલાવજે? આપણે બન્ને સાથે જ-ઈશુ. આ પ્રમાણે ગામમાં વાતો ચાલતી હતી પણ આ-

પણ માજીસ્ત્રેટ તથા શીરસ્તેદારના ઘરે તો તેમની સ્ત્રીઓ બલ્કે આખું કુટુંબ કોઈ વ્હાલું માણસ મરી ગયેલું હોય, તેની ઉદાસીની માફક શોકસાગરમાં ડુબેલાં હતાં. આવી વાતો સાંભળતા સાંભળતા આપણા ગામડીઆ પોશાકવાળા પુરૂષો રાત્રી ઘણી જવાથી પોતપોતાના સ્થાનકે જઈ સુઈ ગયા.

સવારના સાત વાગ્યાનો અરસો થવામાં દશેક મીનીટની કમી હતી પોલિસના સિપાઈઓ ઠેકાણે ઠેકાણે માણેક ચોકમાં ઉભેલા હતા. પાણીનો છંટકાવ થઈ રહેલો હતો. અને માણેકચોકના મધ્ય ભાગે શોભાયમાન બેઠક શણગારવામાં આવતી હતી. ખુરશીઓની બેઠક તિસર થતી હતી. પાછળ બેન્ચો ગોઠવવામાં આવતા હતા પુર્વ ભાગમાં પશ્ચીમ મુખે જે ખુરશીઓ પડેલી હતી. તેના મધ્યસ્થળે એક શુશોભીત ખુરશી મુકવામાં આવેલી હતી. જેની આગળ એક મેજ મુંકવામાં આવેલો હતો. નેં તેનાપર લખેલા કાગળો તથા થોડા કોરા કાગળો સીવાય ખડીઓ અને હોલડરો પડેલાં હતાં. તેમજ તેના ઉપર ઉઘાડી તરવારે પેહેરગીરો પહેરો ભરતા હતા બેઠકના પશ્ચીમ ભાગમાં એક ઉંચુ આસન કરવામાં આવેલું હતું કે જેના ઉપર નિમક હરામી નોકરો તથા પૈસાના જોરે છુટનાર ત્હોમતદારોને ઉભા રહેવાનું હતું. ઉંચુ આસન એટલા માટે હતું કે, તમાંમ પ્રજા તેઓને દેખી શકી પાપકર્મનો પસ્તાવો કરી પાપકર્મ કરવામાં પાછા હટે. ઉનાળાની રૂતુ હતી તોપણ તાપની દરકાર નહીં કરતાં સર્વે સ્ત્રી પુરૂષોના વૃન્દો અચ્છી રીતે નિહાળી શકે તેના માટે બેઠકના ઉપર છત કરાવવામાં આવી નહોતી દુકાનદારોને પોતાના હમેશના ટાઇમે એટલે દશવાગે દુકાનો ખોલવાની રજા હતી. પણ શાક

ભાજીવાળા મેદાનમાં તરેહ તરેહ જાતનાં લીલા શાકો લેઈ બેઠેલા હતા પાણીઆરીઓ પાણી ભરી ઉતાવળા વેગે ચાલતી હતી ? કેટલીક વાતો કરતી જતી હતી કે, આજે આપણા ગામના માજીસ્ત્રેટને આપણા રાજાજીએ કેદમાં પુરેલો છે. તેને અહીંઆ ઉભો કરવામાં આવનાર છે. બાઇ! તેણે શું કર્યું હશે ? બિચારાને શું શિક્ષા થશે ? કોઈ વળી કહેતી હતી કે, બાઈ એની પડોશમાં મારૂં ઘર છે. તેની બાઈડી છોકરાં એવા રડે છે કે, આપણું તો હઈયું ફાટી જાય બિચારાને છોડી મુકે તો ઠીક! આવી વાતો કરતી આપણા દેશની સ્ત્રીઓમાં કેટલે દરજજે દયાભાવ રહેલો છે તે બતાવતી હતી હવે સાતમાં ફક્ત પાંચેક મીનીટની કમી હતી, લોકોનાં સંખ્યાબંધ ટોળાં આજે શું થશે? તે જોવાના માટે આવતાં હતાં. તેમને પોલિસના સિપાઇઓ બાજુપર યોગ્ય ઠેકાણે ચુપકીથી બેસારતા હતા. એક મીનીટ ગયા બાદ ખુરશીઓની બેઠકવાળાના ટોળાં આવવા માંડયા દરેક પોતપોતાની મહત્વતા પ્રમાણે બેસતા હતા.

મ્હારા વ્હાલા વાંચકો હવે જરા આપણે જેલ તરફ નજર કરીએ અહીં આ થોડો વખત હોવાથી જેલરે સિપાઈઓને કહ્યું કે,

રાજા સાહેબને કીયા હે વો કેદીયુકું લેકે માણેક ચોકમેં જાઓ?

વારા મુજબ સિપાઈઓ પોતાનો પોશાક પેહેરી આપણા માજીસ્ત્રેટ તથા શીરસ્તેદાર તથા ઝુંઝાજી વલાજી [જેને રાજાએ કોર્ટમાંથી જેલમાં મોકલેલા હતા તે ) ને લેઈ માણેક ચોકમાં આવ્યા ને તેઓને પોતાના માટે કરેલા ખાસ ચોતરા ઉપર હુકમ મુજબ ખડા કીધા. એકોક મીનીટ

નહીં ગઈ હોય એટલામાં ગેટના સીપાઈઓ પણ ચતુર્ભુજ બનાવેલા બે કેદીઓને લેઇ માણેક ચોકના ચોતરા ઉપર કે જ્યાં માજીસ્ત્રેટ વગેરે ઉભા રહેલા હતા ત્યાં ઉભા રાખ્યા. વાંચનાર સજ્જનોના મનમાં ગેટના સિપાઇઓએ આણેલા બે કેદીઓ વિષે વેહેમ ઉત્પન્ન થયેલો હશે? પણ તે કોણ? વિચારો! તે આપણા માજીસ્ત્રેટને રૂ ૫૦૦-૦-૦ની રકમ આપનારો મોડજી ને તેનો સાથી? પણ તેમને પકડનાર કોણ? તેનો ખુલાસો નહીં કરતાં આવા મોટા મુખના અમલદારની વાત શરૂ કરૂં છું કે,

મ્હારા વ્હાલા સાહેબો! વિચારો! આ વખતે માજીસ્ત્રેટને તથા શીરસ્તેદારને શું ઓછા વિચાર ઉત્પન્ન થતા હશે? બીજા બે કેદી આવ્યા તે અવલ જો કે પોતાને પોતાના ઉપર શું ત્હોમત છે? તેની સમજ પડેલી નોહોતી. મનના અંદર જાણ્યા બહાર નોહોતું પણ ઉઘાડું પડયા વિષે ખરખરો હતો. પણ ગેટના સીપાઈઓએ આણેલા કેદીઓ પછી તો તેઓના બિલકુલ રામ રમી ગયા હતા. તેઓના મોઢાની ખુબ સુરતી ઉપર તો આ વખતે કાળી શાહી ઢોળાયેલી હતી. યાને ઘેલી સ્ત્રીને ભુત વળગેલું ન હોય? તેની માફક બ્હાવરા જણાતા હતા. પોતાના કાળા કર્મ જાહેર થયાં, પાપનો ઘડો ફુટયો, ને હવે અમારી તથા અમારા છૈયા છોકરાંની, તથા ઘરની શું હાલત થશે? જેઓને અમે અમો હાલ ઉભા રહેલ જગ્યોએ ઉભા રાખવા સમર્થ હતા, તે લોકો આ વખતે ખુરશી અને બેન્ચની બેઠકો ઉપર બેઠેલા છે. ને અમોને અમારા પાપ કર્મનો બદલો મળે છે. તેમજ તમામ લોકો જોઈ સારી શિખામણ પામે તેના માટે અમોને ઉંચા ચોતરા ઉપર જેને

અમે શિક્ષા કરતા હતા તેની જોડે ઉભા રાખેલા છીયે અ-રેરે! આનાં કરતાં મરી ગયેલા હોત તો વધારે સારૂં! હે ઇશ્વિર! અમોને આ વખત જલ્દી મૃત્યુ આપ? સુખ આ-પી સંતાપ જનક ન થા. અરેરે! અમોને થોડી મિનિટ કેડે અમારા પાપ કર્મનો બદલો મળશે. હાય હાય! હવે શું ક-રવું? આ વખતે બધા દુશ્મન છે અમારો કોઈ સ્નેહી ન-થી? અરેરે! અમારી સંપાદન કરેલી આબરૂનો સુર્ય હસ્ત પામ્યો હવે આ કાળાં મોઢાં કોને બતાવવાં? હાય હાય! આ દશા આ સ્થીતી! આવા વિચારમાં લથડીઆં ખાતા. ટેક-રે ખડા થાતા; આપણા માજીસ્ત્રેટ તથા શીરસ્તેદાર ઉભેલા હતા. તેઓ તરવાર દેખી ડરે તેવા હતા, પણ આ વખતે જો તેમને તરવારની ગરજ પુરી પાડી હોય તો, પોતાના આત્મનો ઘાત કર્યા સિવાય રહેજ નહીં અતીશયોકતી રૂપે કહુંછું કે. આ વખતે તેમની હાલત એવા ઢબપર હતી કે, જેને બોલતાં મોઢે સળ પડતા તેને વાઢે લોહિ પણ ન નીકળે તેવું હતું.

સાતમાં ફક્ત બેજ મિનિટની બાકી રહેલી હતી. સ-ર્વે બેઠકો એક ખુરશી સિવાય પુરાઇ ગએલી હતી, ધોળી, કાળી, લાલ, અને લીલા રંગની રંગ બેરંગી પાઘડીઓ ખુરશીઓની બેઠકપર બિરાજનારા ગૃહસ્થોના શીરપર ઘણા ભાગે જોવામાં આવતી હતી. કોઈએ અસ્ત્રીબંધ કોટ, અને કોઈએ મલમલના અંગરખા, પેહેરેલાં હતાં. કોઈએ ઉંચી જાતના નાગપુરી રેશમી કોરના ધોતી જોડા, ને કોઈએ સા-દાને કોઇએ પાટલુન પહેરેલાં હતાં. પણ બુટને સ્ટોકીનતો ખુરશીએ બીરાજનારા સર્વે ગૃહસ્થોના પગે જોવામાં આવ-તા હતા. કોઈ કોઈ પોતાના ખીસ્સામાંથી ઘડીઆળ કાઢી

સાત વાગ્યાનું વારંવાર જોતા હતા. ને કોઈ રાજાના આ-
વવાના રસ્તા સામું જોઈ રહેલા હતા. માણસોના ટોળેટોળાં
બાજુપર રીતીસર ઉભાં રહેલાં હતાં. માણસોનો જમાવ
ઘણો હતો પણ પોલીસના સિપાઈઓનો એવો સખ્ત બં-
દોબસ્ત હતો કે, બિલકુલ ગરબડ નોહોતી. બરોબર સાત
વાગ્યા કે, ફક્ત એકલો પોતાના સાદા પોશાકે રાજા સભા-
માં આવ્યો. સહુ બેઠકના માણસો સન્માન આપવાના માટે
ઉભા થયા ને સલામ કીધી, તે અત્યંત નમ્રતા પુર્વક લેઈ
પોતે પોતાના આસને બેઠો. તેમના બેઠા પછી તમામ મા-
ણસો પોત પોતાના આસને બેઠા, ને પોતાના આવવાના
સબબે થયેલી ગરબડ શાન્ત પામ્યા પછી રાજા જેનું નાં-
મ જસવતસીંહજી કરીને છે તે ઉભો થઈ બોલ્યો કે,

મ્હારી વ્હાલી પ્રજા! તથા સુજ્ઞ ગૃહસ્થો!

અહીંના રહીશ મી. અમૃતશંકર દયાશંકર પોતાની
પત્નીને તેડવા માટે પોતાના સાસરે ગયેલ ત્યાંથી વળતાં
આપણાં તાબાના ગામ બાલીસણાની હદમાં ત્રણ હરામ
ખોરોએ લુંટી રૂ ૨૧૦૮—૦—૦ નો માલ લેઈ ગયેલ તે કા-
મમાં મારા તાબાના અમલદારોએ કેવી રીતે કામ ચલાવે-
લું છે. ને તેમાં કયા કયા સખ્સ શિક્ષાના પાત્ર છે તથા
કયા ક્યા સખ્સ નિર્દોષ છે ને જે શિક્ષાના લાયક છે તે કે-
વા પ્રકારની શિક્ષાના લાયક છે. તે બાબતમાં આ જાહેર
સભા ભરવામાં આવેલી છે. મ્હારા વ્હાલાઓ! પ્રથમતો હું
આ મુકદમાની ખરી હકીકત શું છે? તે સર્વેની આગળ ટુંકા-
ણમાં કહેવા માગું છું.

હું તા. ૧ ફેબ્રુઆરી ૧૮૯૧ ના રોજ બપોર પછી-
ના વખતે શીકારે ચડેલો હતો. તેમાં ફળીભુત ન થવાથી

હું મારો ઘોડો દોડાવતો દોડાવતો મો. બાલીસણાની હદમાં ગયો. તૃષા લાગવાથી એક તળાવડું આવ્યું ત્યાં પાણી પીવાના માટે ઉતર્યો, પાણી પીઈ સવાર થયો કે, મારા કાન-પર દોડજો! દોડજો! મારી નાંખ્યા! આવા ત્રાસદાયક અવાજ પડયા. તે સાંભળી મેં મારો ઘોડો આવેલ અવાજ તરફ દોડાવ્યો. ને જોઉં છું તો એક શીગરામ લુંટાતો હતો. ને તેઓની મદદે સામની બાજુએથી બે સવાર જોસબંધ ધસ્યા આવતા હતા. જે આ મારી જમણી બાજુએ બેઠેલા કસ્બે ગંગપુરના રહીશ મી. પ્રલ્હાદ અને પ્રભુલાલ હતા. અમોને આવતા જોઈ બે હરાંમખોરો નાશી પાસેના ગીચ જંગલમાં ભરાઈ ગયા. મેં મારો ઘોડો તેઓની પાછળ દોડાવ્યો, પણ હું મારા પ્રથમના પ્રયત્નમાં નિષ્ફળ થંયો, પણ હીંમત હારેલો નહોતો. શીગરામ પાસે પાછો આવ્યો ને જોઉં છું તો એક હરામ ખોરને ચતુર્ભુજ બનાવેલો હતો. જે બાલીસણાનો જાગીરદાર ઝુઝાજી વલાજી હતો. જે આ વખતે નં. ૧ ઉભો રહેલો છે. પછી મી. પ્રલ્હાદ અને પ્રભુલાલનું નામ જાણી લેઈને મેં મારો ઘોડો દોડાવી મુક્યો મેં મારા મનમાં વિચાર કર્યો કે, જે બે હરામખોરો નાશી ગયેલા છે. તે પણ બાલીસણાના હોવા જોઈએ. તેમ ધારી હું બાલીસણે ગયો. ને તે જાગીરદારોના ઘરની તપાસ કરતાં એક મોડજી વનાજી તથા સારતાંણજી વખતાજી આપણા ઝુઝાજી સિવાય ના માલુમ ન પડયા. તે આ વખતે અનુક્રમે નં. ૨-૩ ઉભેલા છે તે લોકોની છુપકીથી બાત્ની મેળવતાં રમણી રમવા ગયાનું માલુંમ પડયું. પછી હું શેહેરમાં આવ્યો મ્હારી વ્હાલી પ્રજા! મંને મારા તાબાના કાળધાલુ અમલદારો કેવી રીતે કામ કરે છે. તે જોવાની

આકાંક્ષા ઘણી રીતે હતી તેજ રાત્રીથી મેં મારા દોસ્ત મણીલાલની સાથે શેહેરમાં રાત્રે ફેરી દેવા વિચાર કર્યો. બે રાત્રી અમો નિષ્ફળ ગયા, ને છેવટ અમારા પ્રયાસનું તાત્પર્ય અમને ત્રીજી રાત્રીએ મળ્યું તે એવી રીતે કે, રાત્રીના બાર વાગ્યાના અરસામાં આપણા ફર્સ્ટ માજીસ્ત્રેટ જે કે નં. ૪ ઉભેલ છે. તેના ઘરે ગરબડ થતી સાંભળી અમે અમારો ભક્ષ મળેલો સમજી ફક્ત હું એકલો મારા સાથી મી૦ મણીલાલને બહાર રાખી અંદર પેઠો. બારી બારણાં સાહુકારની દુકાન માફક ખુલ્લાં હતાં. ત્યાં બે જણા અરસ પરસ વાતો કરતા હતા તે હું બરોબર રીતે છુપકાથી સાંભળતો હતો. ત્યાં મોડજી મોડજી, કરીને એક સક્ષે બુમ મારી, મોડજીએ તેને ઉપર બોલાવી ૩૫૦૦-૦-૦ ની થેલી લઈ આપણા આ કામમાં પકડાયેલ પ્રથમના કેદી ઝુઝાજી ને મુક્ત કરી પોતાના ઉપર આફત ન આવવાની શરતે આપ્યા ને ૩૫૦૦-૦-૦ પાછળથી આપવાનું ઠરાવ્યું આ જોઈ તથા સાંભળી હું નિચે ઉતર્યો. ને મણીલાલને મળ્યો. ને થોડે થોડે છેટે સદરહુ મોડજી તથા પાછળથી રૂપીઆ લઈ આવનાર માણસને પકડવાની મસલતમાં બેઠા. સદરહુ બન્ને સક્ષો હું બેઠેલો હતો તે રસ્તે આવ્યા મેં પકડી સીટી બજાવી કે મણીલાલ આવ્યા. તેથી અકેક જણો લેઈ પાસેની ગેટે ગયા. ને પેહેરગીરોને અમારી ઓળખાણ આપી સદરહુ પકડેલા સખ્સો પૈકીના અકેકાને કોટડીમાં લઈ જઈ, બનેલી વાત યથાસ્થીત મેં કહી સંભળાવી કે, તેઓએ પોતાના ગુન્હાની તમામ વાત્ત કબુલ કરી દીધી કે, મારા બતાવેલ મોડજી વનાજી તથા સરતાણજી વખ્તાજી તે આજાતેજ હતા. પછી વાત બહાર ન પાડવા પોલીષ મેનોને

સખ્ત ચેતવણી આપી અમો ચાલ્યા ગયા. આથી પણ મારા મનને પુરતી રીતે સંતોષ થએલો નહોતો. મેં મારા મનની સાથે નક્કી કરેલું હતું કે, સવારે આ કામનો ઠરાવ બહાર પડવાનો છે તે વખત કોર્ટમાં જવું ને ફેંસલો સાંભળવો. તે પ્રમાણે સદરહુ વખતે હું ગયો. ફેંસલો વાંચવાની તૈયારી હતી તે ફેંસલો નં. ૩ ના માજીસ્ત્રેટના કેહેવાથી નં. ૪ ના આપણા શીરસ્તેદારે ૩૫૦૦-૦-૦ ની રકમ લઈ વેચાથી લખેલો હતો તે આ હતો.

## ફાઇન્ડીંગ.

તા૦ ૨-૨-૯૧ ના રોજ બપોરના બાર વાગ્યા પછી અથવા તે અરસામાં કરણે મજકુરના રહીશ મી૦ અમૃતશંકર દયાશંકર પોતાની પત્ની સહીત કસ્બે શ્રીનગર આવતાં માર્ગમાં મો. બાલીસણાની હદમાં મો૦ બાલીસણાના કોળી ઠાકરડા ઝુંઝાજી વલાજી વગેરેએ લુટી ૩૨૧૦૦-૦-૦ ના હેમ રૂપાના દાગીના વગેરે માલ લેઈ ગયાના કામના પોલીસ ઈન્કવાયરીના કાગળો તહોમતદાર ઝુંઝાજી વલાજી સહીત પોલીસ ફોજદારના રિપોર્ટ ફો. બુ. નં. ૪૫૯ તા૦ ૪-૨-૯૧ ની સાથે આવતા તહોમતદાર ઝુંઝાજી વલાજી ઉપર ઈ. પે. કો. ક. ૩૯૨ મુજ તહોમત રાખી નિચે મુજબ કામ ચલાવવામાં આવ્યું.

નં. એકનો ફરિયારી અમૃતશંકર દયાશંકર પોતાની પત્નીને તેડી આવતાં મો. બાલીસણાની હદમાં તહોમતદાર ઝુઝાજી વલાજી વગેરે ત્રણ જણે આવી મારગારી કરી રૂ૨૧૦૦-૦-૦ ના હેમ રૂપાના દાગીના વગેરે માલ લેઈ ગયાનું લખાવી ગંગપુરના રહીશ મી૦ પ્રલ્હાદ તથા પ્રભુલાલ તથા કસ્બે મજકુરના રહીશ સીપાઈ નુરખાં ને જમાલખાંન નામના

સાક્ષીઓ બતાવે છે. બીજો એક મદદે આવેલો સવાર બ-
તાવે છે. પણ જેનું નામ નમુદ થતું નથી આ રીતે લ-
ખાવે છે. નં. ૨ ની અમૃતશંકરની સ્ત્રી કસ્તુર અમૃતશંકર
ને મળતો મજમુંન લખાવે છે. નં. ૩-૪ ના શાક્ષી પ્ર-
લ્હાદ તથા પ્રભુલાલ તેમની મદદે આવી ત્હોમતદાર ઝુંઝા-
જી વલાજીને પકડયાનું તથા બીજા બે નાશી ગયાનું લખા-
વે છે. નં. ૫-૬ ના સીપાઈ નુરખાં તથા જમાલખાં લ-
ખાવે છે કે, લુંટ કરનાર હરામખોરો ઘણા આવેલા હતા.
તેમને આવતા જોઇ અમે મદદ લેવા મો. બાલીસણા ગ-
યા. પણ કોઇ સખ્સ મદદે ન આવ્યાથી અમે પાછા લું
ટની જગ્યોએ આવેલા હતા. ત્યારે આ ઝુંઝાજી વલાજીને
અમે પકડેલો જોયો હતો. અમે જે વખતે મદદ લેવા ગ-
યા તે વખતે ત્રણ હરામખોરો જોયા નહોતાનું લખાવે છે.
નં. ૭ નો ત્હોમતદાર ઝુંઝાજી વલાજી ગુન્હો કર્યાનું ઇન-
કાર કરી લખાવે છે કે, હું તથા અમારા ગામનો કોળી
ભલાજી ભુધર તે લુંટ થઇ તેથી બેકોક ખેતરવા છેટે મારૂં
ખેતર છે. ત્યાં રખેવાળી કરતા હતા ત્યાં ઓચીંતા આવીને
નં. ૩ ના સાક્ષી પ્રલ્હાદે મને પકડયો. ને મારી સાથે જે
ભલાજી હતો, તે તેમનો પોશાક જોઇ ભડકી ભાગી ગયો.
નં. ૮ નો ડીફેન્સનો સાક્ષી ભલાજી ભુધર ત્હોમતદારના મ-
ળતો મજમુન લખાવે છે ફરીયાદી તથા નં. ૨-૩-૪ ના
સાક્ષીઓ ફક્ત ત્રણ ત્હોમતદારો કેહેવામાં લાવે છે. ને નં.
૫-૬ ના સીપાઇ લોકો ઘણા ત્હોમતદારો બતાવે છે. ને
ત્હોમતદાર તથા તેનો બચાવનો સાક્ષી પોતાના ખેતરની
રખેવાળી કરવા આવેલા ત્યાંથી પકડી લાવેલાનું લખાવે છે.
તેમજ ત્હોમતદારો તથા તેનો સાક્ષી ઘરના આબરૂદાર જા-

ગીરદારોછે. આવી તમામ બાબત ઉપર વિચાર કરતાં તેમના ઉપર રહેલ તહોમત કોરટને વ્યાજબી નજર આવતું નથી.

## સેન્ટેન્સ.

તહોમતદાર ઝુંઝાજી વલાજીને તેને તેના ઉપરના તહોમતથી ક્રી. પ્રો. કો. ક. ૨૫૭ મુજબ છોડી દેવામાં આવે છે.

તા૦ ૫ ફેબરવારી સને ૧૮૯૧ ઇસ્વી. } દેવદત્ત રાઘવદત્ત
ખુલ્લી કોરટમાં વાંચી સંભળાવ્યો તા. મ. } ફર્સ્ટ માજીસ્ત્રેટ

દે. રા.

ફ. મા.

સદરહુ મુજબનો છે મેં સદરહુ બાબતનો તમામ મુકદમો વંચાણમાં લીધેલો છે. તે આ વખતે વાંચી વખત રોકવા માગતો નથી. મુકદમામાં ઠરાવમાં લખાએલી હકીકત છે, નથી એમ પણ મારૂં કેહેવું નથી. પણ ફક્ત સર ત પાસણી ઉપરજ આધાર રહેલો છે. મી૦ અમૃતશંકર તરફથી સાક્ષીઓને ક્રોસ કરી વિખેરી નાંખી ખરી ખુબી બતાવેલી છે તે ઉપર બિલકુલ લક્ષ અપાયેલું નથી. તેમજ સાક્ષીઓની વિદ્વતા ઉપર બિલકુલ લક્ષ ન આપતાં તહોમતદાર નગીરદાર છે. એ બાબત ઉપર વધારે લક્ષ અપાયેલું છે. આવા વિરૂદ્ધ અનુમાન ખેંચી કેશની કેરીયત મારી નાંખેલી છે. આ કેશ ગમે તેવી રીતે ચલાવ્યો, પણ તેની યથાસ્થીત હકીકતથી હું વાકેફગારછું. તેથી મારા તાબાની રૈયત માજીસ્ત્રેટની નઠારી વર્તણુકથી પીડાય તેના માટે મને જીગરની દલગીરી છે. તેણે મારા પિતાશ્રીના વખતથી તે આજ પર્યંત લગભગ પાંત્રીશ વર્ષ નોકરી

કરેલી છે. તે દરમીઆન તેની લુચ્ચાઈ ભરેલી નિમક હરા-
મી વર્તણુકથી મારી પ્રજા કેવી પિડાએલી હશે ? વળી લુચ્ચો
અમલદાર પોતાનો ઉપરી બનાવવાથી તેઓ મારી તરફ
કેવો ધીઃકાર બતાવતા હશે ? હું માનું છું કે, આ બાબતમાં
મારો સ્વર્ગવાસી પિતા તથા હું ઈશ્વર જનાબે ખરેખરા
પાપી ઠરેલા હઈશું ? અમારી એવી ફરજ છે કે, પ્રજાને
સુખ શાન્તી આપી તેમની પ્રતિદિન આબાદી વધવા-
ના માટે અહોનિશા અમારે તત્પર રહેવું જોઈએ તેથી
ઉલટી રીતે વર્તી તેમને દુઃખમય બની પીડા આપી કૃ-
તઘ્ની ઠરવું, આના જેવું મહાન પાપ હું બીજું કોઈપણ
સમજતો નથી. તેણે પોતાની વિદ્વતા ઉપર બિલકુલ ભા-
ન રાખ્યું નહીં ને ડોળઘાલુ બની જેમ બને તેમ મારી
ગરીબડી પ્રજાને લુંટી તેના માટે મને ઘણોજ ક્રોધ છે.
મ્હારી વ્હાલી પ્રજા! આવા નિમક હરામી લુચ્ચા અમલ-
દારો મારા પિતાશ્રીએ તમારા ઉપર નિમ્યા, ને મેં તેઓને
ચાલું રાખ્યા, તે અપરાધના માટે ક્ષમા માગુછું.

મારી બતાવેલ કેટલીક બાબતપર વિચાર કરતાં આ-
પણા ડોળઘાલુ માજીસ્ત્રેટ પુર્ણ શિક્ષાના પાત્ર છે. તેમજ
તેની આખરની નોકરી તથા આ વખતના તેના પસ્તાવા
ભરેલા ચેહેરા ઉપર વિચાર કરતાં તેના ઉપરની લાયક
શિક્ષાનુંરુપ મારું મન હલકું ધારે છે. આવી તમામ બા-
બત લક્ષમાં લઈ હું ફરમાવુંછું કે, આપણો માજીસ્ત્રેટ મી.
દેવદત્ત રાઘવદત્તને તેના ઓહોદ્દાના વિરકતપણાની સાથે
૩૫૦૦-૦-૦ સિવાય તેની તમામ જંગમ મિલકત સહીત
સાત દિવસની મુદતમાં મારા હકુમતી દેશની હદ છોડી
જવી. તેમ કરવામાં કસુર કરી મારા દેશના કોઈપણ ભા-

ગમાં માલુમ પડે તો તેની તમામ મિલકત સરકાર જપ્ત કરવી.

તેના હાથ નિચેનો શીરસ્તેદાર જોકે નિરમલ મનનો હશે તોપણ તેના માટે મને પુર્ણ શક છે. ગઈ રાત્રીએ હું તથા મી૦ મણીલાલ નગર ચર્ચા જોવા નિકળ્યા હતા, ત્યાં ઘણા ભાગે માજીસ્ટ્રેટ તથા શીરસ્તેદારની નઠારી વર્તણુકની વાતો અમારા સાંભળવામાં આવેલી હતી. માજીસ્ટ્રેટ તરફથી અથવા જાતે લોકોને રંજાડી રકમ કઢાવવાની તેનામાં ખાસીયત હોવીજ જોઈએ. જ્યારે અમલદાર જાતે મોટા મુખનો છે. તો તેનો શિરસ્તેદાર નિચ વૃત્તીનો ખસુસે હોવો જોઈએ, તેમજ પોલીસ ફોજદારે જેટલા ગુન્હેગાર હાજર થયા તેટલા ઉપરજ તજવિજ ચલાવેલીછે. પણ જાહેર કરેલ ગુન્હેગારોની તજવીજ બીલકુલ કરેલી આ કામના તેમના પ્રોશીડીંગ તથા કાગળો ઉપરથી માલુમ પડતી નથી. તેથી હરામખોરોના સાધનરૂપ તેમની ઓછી હિંમતના લીધે હોય! એવું મારી નજરમાં આવે છે તેથી શીરસ્તેદાર તથા પોલીસ ફોજદાર આ બન્ને જણાને તેમને તેમના હોદા ઉપર રાખી મારી રૈયત પાયમાલ કરવા મારી બિલકુલ ખુશી નથી. તેથી હું તેમને તેમના હોદાથી દુર કરૂં છું, તેની સાથે તે લોકોને સખ્ત તાકીદ આપવામાં આવે છે કે હવે પછી જીંદથી મારા રાજના અંદર બહુ ન્યાયસર ગુજારવી જોઈએ. આથી વધારે શિક્ષાના પાત્ર હું સદરહુ લોકોને ઠરાવતો નથી તેઓની જગ્યાએ એટલો માજીસ્ટ્રેટ વગેરેની જગ્યાએ હું નિચે મુજબ અમલદારો નિમું છું.

માજીસ્ટ્રેટની જગ્યાએ કરમે ગંગપુર ના રહીશ મી.

પ્રલ્હાદને તેમની વિધતા અને નિર્મળ ગતના જાણી નીમું છું અને શીરસ્તેદારની જગ્યોએ મી. પ્રભુલાલ તથા પોલીસ ફોજદારની જગ્યોએ મી. મણીલાલને નિમી માજીસ્ત્રેટ તથા શીરસ્તેદાર તથા પોલીષ ફોજદારના પગારમાં અનુક્રમે રૂ ૧૦૦–૫૦–૨૫ નો વધારો કરૂં છું.

ત્હોમતદાર મોડજી, ઝુંઝાજી તથા સરતાંણુજી દરેકને ઈ. પે. કો. ક. ૩૯૨ મુંજબ બબે વરસની સખ્ત મજુરી સાથે ટીપ સિવાય દન્ડ રૂ ૧૦૦૦ કરવામાં આવે છે દન્ડ તુરત ન ભરેતો તે બદલ તેવીજ પ્રકારની છ માસની ટીપ જ્યાદે ભોગવે ને દન્ડ ત્હોમતદારોની મિલકતથી ક્રી. પ્રો. કો. ક. ૩૮૬ મુજબ વસુલ લેવો દન્ડ વસુલ થયે ફરિયાદીને તેના નુકશાન પેટે રૂ ૨૧૦૦–૦–૦ ક્રી. પ્રો. કો. ક. ૫૪૫ મુજબ આપવા મી. દેવદત્ત તરફથી જે રૂ ૫૦૦–૦–૦ આવે તે ત્હોમતદારોના દન્ડ પેટે જમા કરવા આ રીતે શિક્ષા ફરમાવવામાં આવે છે.

મી૦ પ્રલ્હાદ ત્હોમતદારો ઉપર મેં જે શીક્ષા ફરમાવેલી છે તે મુજબ ઠરાવ લખી કામના કાગળોમાં સામીલ કરવો.

**પ્રલ્હાદ**—બહુ સારૂં સાહેબ ?

આ પ્રમાણે પ્રજા ઉપર અવર્ણિય પ્રેમ રાજાનો જોઈ જયજયવી ધ્વનીએ આખી સભા ગાજી ઉઠી અને રાજા પ્રત્યે પ્રજાએ પોતાનો પુર્ણ સંતોષ જાહેર કર્યો. સઘળું શાન્ત થયા કેડે પ્રલ્હાદ ઉભો થઈ બોલ્યો કે,—

હું સભાસદોના આગળ બોલવા રજા માગુછું કે, માજીસ્ત્રેટ મી૦ દેવદત્ત રાઘવદત્તને તેના ગુન્હાના પ્રમાણમાં

શિક્ષા થયેલી નથી. એટલે વાત ન્યાય પુર્વક કહેવાય નહીં. તેવું કેટલાક શ્રોતાજનોના સમજવામાં આવેલું હશે ? વળી સુજ્ઞ માણસોના સમજવામાં એટલું પણ હોવુંજ જોઈએ કે, દરેક ગુન્હાના માટે જે શિક્ષા ફરમાવવામાં આવે છે તે તે પછીની જીંદગાનીમાં તેવા કામ ન કરવા શિખામણરૂપ છે. તો હું અત્યારે નથી ધારતો કે, તેવા કામ ન કરવા મી૦ દેવદત્તને શીખામણ સદરહુ શિક્ષાથી ન વળી હોય. બલ્કે હું એટલે સુધી અનુમાન બાંધ્યુ છું કે તેઓને જ્યારથી જેલમાં મોકલવામા આવેલ છે ત્યારથીજ તેમને પોતાના કૃત્યના બદલામાં પુર્ણ પસ્તાવો થએલો હોવો જોઈએ. એટલું તો જોવાનું છે કે, હાલ જે ઠેકાણે પોતે પોતાના કૃત્યના બદલે ઉભા છે તે જગ્યોએ તોહોમતદારોને ઉભા રાખી પોતે જાતેજ શિક્ષા કરવાને સત્તાવાન હતા. તે હાલ આવી દીન હાલતમાં ઉંચા દરજ્જાનો તેમજ વિશેષ જ્ઞાનવાળો માણસ ઉભો છે. જેની અત્યારની હાલત હજારો માણસોનો સમુદાય જાહેર જગ્યોએ દયામણા સ્વરૂપે જોવે છે. આવી જાતની પોતાના ઉપર પડેલી આપત્તીમાં પોતે ઉંચી નજરે પણ જોઈ શકતા નથી. શું આ એક ઓછી અપશોષ ભરેલી વાત છે? શું તેમને પોતાના કુકર્મનો ઓછો પસ્તાવો થતો હશે? હુ કેહેવાને એટલે સુધી હીંમત ધરાવું છું કે તેઓ આ વખતે આવી હાલતમાં આ જગોએ ઉભા રહેવાના કરતાં આ વખતે પોતે પોતાનું મરણ થાય તો તે વધારે વ્હાલું સમજતા હશે? કારણ એક પોતે ઉચ્ચા દરજ્જાનો, ઉંચી કોમનો, ઉંચા જ્ઞાનનો જીંદગાનીના છેવટ ભાગનો માણસ પોતાની આખર અવસ્થા ભોગવવાના કરતાં મરણ વધારે પસંદ કરે તેમાં કાંઈ અ-

જબ કહેવાય નહીં આટલે તક તેઓને વિચાર ગયેલા હોવા જોઈએ. તો પછી તેમને જે શિક્ષા થયેલી છે. તે આ હદના અંદર કેદ ભોગવવાના કરતાં ઓછી નથી.

આ ઉપરથી તાત્પર્ય એટલું સમજવાનું છે કે, નઠારી વર્તણુકે વર્તનારા અમલદારો તથા પોતાના ઉપરીનો પુર્ણ પગાર ખાઈ જે ફરજ અદાકરતા નથી, તે વગેરે લોકો કેટલીક વખત બચે છે પણ આખરે પોતાના પાપ કર્મનો ઘડો ફુટવાના લીધે કેવી શીક્ષાના પાત્ર થાય છે તે સમજવાનું છે.

આવું બોલી રહ્યા કેડે પ્રજાએ હર્ષનાદથી આખી સભા ગજાવી દીધી. ને આવા અમલદારોથી ભવિષ્યમાં સુખશાન્તી પામવા આશા બાંધી.

**રાજા**—(પ્રજાપ્રત્યે) મેં આપણા માજીસ્ટ્રેટ વગેરેની જગ્યોએ જે આ પરદેશી અમલદારો રાખેલાછે તે ઉપરથી સર્વેએ એવા અમલદારો મતલબ એવી વિદ્વતા મેળવી પદ્ધીઓ લેવા ઉત્સાહી થવું જોઇએ. વળી એટલું પણ ધ્યાનમાં રાખવું કે, મારા રાજના અંદર જો તેવાજ જ્ઞાનવાળા તથા ચોખ્ખા મનવાળા પુરૂષો મળ્યા હત તો આ વિદેશી પુરૂષોને સદરહુ નોકરીના યોગ્ય હું ઠરાવત નહીં. તેનુ દૃષ્ટાંત આપણા મી. મણીલાલ ઉપર લેવાનું છે. તેઓ મારા સમજવામાં ચોખ્ખા મનના આવ્યાથી આપણા શહેરના છતાં મેં તેઓને પોલીષ ફોજદારની જગ્યો ભણવામાં તેમનું બોહોળું જ્ઞાન નહીં છતાં આપેલી છે. આવું કહી પોતે ઉભા થયા કે તમામ સભાસદો હર્ષનાદે વધાવતા ઉભા થયા. ને સૌ સૌના સ્થાનકે વિસર્જન થયા.

**પ્રકરણ ૬ ઠું સમાપ્ત.**

# પ્રકરણ ૭ મું.

આપણો પ્રલ્હાદ, આ વખતે થોડા વખત ઉપર માજીસ્ટ્રેટનો મોટો હોદ્દો પામેલો હતો. વધારે દિવસ ગયેલા નહોતા. તેને રેહેવા માટે રાજા તરફથી સરકારી મોટું મકાન મળેલું હતું. તેના બે ભાગ હતા. તે પૈકીના પેહેલા ભાગમાં આપણા પ્રલ્હાદ, ને બીજા ભાગમાં આપણા પ્રભુલાલને રેહેવાનું હતું. પ્રલ્હાદે વિયોગ વન્હીથી પિડાતાં પોતાની પ્યારીને નિચેની ચીઠ્ઠી લખી.

**દોહરા.**

પ્યારી મારી પોયણી; ચતુરા ચીત્ત વિચાર;
મળવા આતુર છું મને, દુઃખિ દીલ દિલદાર. ૧
[1]અંતર બહુ અધીક છે, પણ છે[2] અંતર એક;
મંતર આવડતા નથી, નહિતો તોડું ટેક. ૨
પ્રેમ મને તારા પરે, ઓછો નહીં લગાર;
[3]ચાંદનિઓ રોકે મને, નહિતો છું તૈયાર. ૩
મને દેખી મોં મલકતું, એ જોવામાં છેજ;
તન હયાં મારૂં તલપતું, છે એ એનો એજ. ૪
ના દેખાઉં હું કદી, તો તું થાતી બંધ;
જાણું છું હું જરૂરતે, અંતે છું ના અંધ. ૫
એક મને હયાં ચાંદની, મળવા છે આતુર;
મળવું મારા મન નહીં, ચેતેરે ચાતુર. ૬
અરે પોયણી પ્યારિ હયાં, શશી આકળો સત્ય;
માટે મુક્ત થવા અરે, કરજે તારાં કત્ય. ૭

---

૧ ચંદ્ર અને પૃથ્વીનું છેટું. ૨ મન. ૩ રાજદરબારી રીતી.

ભુંડો ભુલાવો દેઈને, દુ:ખ કરજે ના દીલ;
મળવા મુજને માનની, વ્હાલે કરે વકીલ. ૮

આ ચીઠ્ઠી મોકલતાનાં દરમીયાંન કમળાગૌરીની નિચેની ચીઠ્ઠી પોતાને મળી.

દલગિરિમાં ડોળાઈને, દુ:ખિ થશો બહુ દીલ;
વ્યર્થ તર્ક ઉપજાવતાં, ધારો પણ ના ઢીલ. ૯
દલગિરિના દરિઆ મહી, પડયાવિના આધાર;
મધ્યે ટેકો નામળે, હે શાણા સરદાર. ૧૦
આમ આકળા થઈ અને, જણાવતા નિજ નૂર;
પુરૂષ પરાક્રમ ક્યાં ગયું, ગયું શુરાપણ શૂર. ૧૧
અબળા બળ વિનાનિ રે, સબળો પુરૂષ મનાય;
તોપણ અબળાથી અધિક, સબળો તુરત તણાય. ૧૨
આથી અજબ બની પુરી, જડયો ન એક વિચાર;
આવીછું તુજ પાસ હું, પ્રશ્નતણો દે પાર. ૧૩

તેનો જવાબ પ્રલ્હાદે નિચે મુજબ લખ્યો.

પો'ચ્યો તારો પ્રશ્ન પણ, પ્યાર પુર્ણ દરસાવ;
આવ શિખવું હું સરસ, લે કવિતાનો લ્હાવ. ૧૪
હાવ ભાવ ગમતા નથી, ગમે ન છોકરવાદ;
યાદ કરૂંછું દિન નિશા, ઉકળતા ઉન્માદ. ૧૫
આવા ઉન્માદે ફસ્યો, દધિ મધ્ય નિરધાર;
મળ્યો ન ટેકો 'સાથિનો' શાથી ઉતરૂં પાર. ૧૬
સાથી પાર પડું અરે, સર્વે શુન્ય વિચાર;
સબળ છતે નિર્બળ બન્યો, 'સાથી' થાનિનાર. ૧૭
અબળા થકી અધિક નથી, પણ તે થાય અધીક;
ઘરમાં ઠીક જણાયના, બ્હાર જણાયે ઠીક. ૧૮
તેથી સબળો અબળ પણ, નિર્બળ નારી નીર;

પડી પડી તે ખાયછે, પુરૂષ પરાક્રમિ ધીર. ૧૯
પુર્ણ ઉભરા પ્યારથી, કાઢી શકના બ્હાર;
[1]બ્હાર આવે ના બ્હાવરી, સોસાએ સૌ સાર. ૨૦
માટે મનના મેલતુ, તજી બોલની બોલ;
ખરી ખુબિ દરસાવની, દિલનો દરિઓ ખોલ. ૨૧
'ભાભી પાસે બ્હેનિ' તુ, લેની તર્ક તમામ;
પ્રશ્ન પરાણે મોકલ્યો, ત્યાં થાતજ તુજ કામ. ૨૨

કમળાગૌરીએ પેહેલી ચીઠીનો જવાબ નિચે મુજબ લખી મોકલ્યો.

મને શોખ કવિતા તણો, ખોળું કવિઓ રોજ;
મળે કવીના દુઃખટળે, ખાલી થાયે બોજ. ૨૩
જોયા મેં કવિઓ ઘણા, ડાં'પણના ભંડાર;
પણ પઢાવે ના ચતુર, શું કરવા સરદાર. ૨૪
મોટી ભીતી માહરે, બહાર નોય જવાય;
જાતાં માબાપો મને, કહે કહાં તુ જાય. ૨૫
પછી સખીને હું મળી, કહ્યું કવી તું લાવ.
કવિતા રસની તરસરે, મારી તુ હોલાવ. ૨૬
હું તારા શરણે પડી, અને સખી કે'વાઉં;
જો નહિ મેળવ તુ કવી, કવિતા વિન રહિ જાઉં. ૨૭
પછી કવિ બતાવિઓ, રે'છે અહીંથી દુર;
કવિતા શિખવી જાણતો, તેમ કવિ ભરપુર. ૨૮
તેજ દિવસથી વાટડી, જોઉં કવીની રોજ;
ખોજ કરે હાવે મળ્યો, માણું મનની મોજ. ૨૯
મળી શકયો ના જ્યાંસુધી, ત્યાં સુધીતો તેમ;
હતો અને વધતો થયો, પ્રફુલિત પામ્યો પ્રેમ. ૩૦
કરવી કવિજન ચાકરી, એ મારો મુળ ધર્મ;

---

1 મસ્ત.

કવિતા રસને ચાખવો, છોડી મનનો મર્મ. ૩૧
ખસુસ કરી તુ માનજે, નિશદિન રહિ તૈયાર;
હુકમ મુજબ વર્તીશ હું, ચલવિશન્હોય તુંમાર. ૩૨
'ભુંડો ભુલાવો કેમદે, જેથી દિલ હરખાય;
ના જાણે તુ કેતકી, એતો અંતે જાય, ૩૩
હજી વાર વર્ષા રતુ, તૃષા તૃપ્ત ના થાય;'
બ્યાધીની આંધી જવા, દેખી દિલહરખાવ. ૩૪
ફોગટમાં માનીશ તુ, તને ઉતાવળ જેમ;
તેવીછે મુજને ઘણી, 'પણ તોડયાનું નીમ.' ૩૫
પણ ખુલ્લા દિલથી કહે, પાંચ પ્રશ્ન ઉત્તર;
ભણવાના સાહિત્ય લઈ, આવું હું તુજ ઘેર. ૩૬
"કવિતા રસમસ ચાખવા, બ્હોળી હું રેલીશ.
હે! દધિતુ સન્માન મુજ, કેવી રીત કરીશ." ૩૭
"અખુટ જ્ઞાનના ગ્રન્થમાં-થી માગું હું જુજ;
દેવાને કેવી સરલ, રીત રહીછે તુજ". ૩૮
"હું સાંખિશ તુજ વચનરે, કરવા વિધાભ્યાશ;
તુ સાંખિશ કે નહિં અરે, ઉત્તરનીછે આશ." ૩૯
'મુજ જેવી વિધા ઘણી, લેવા તલપે આંસુ,
કેવી રીતે જ્ઞાન તું, આપિશ પ્યારા સાંસુ,' ૪૦
'હું માગિશ મનમાંનતું, તે તું કેમ કરીશ,
આનાકાનીથી અરે, અંતે ક્યમ ખેલીશ.' ૪૧
'હૈયે હિંમત રાખની, હે શાણા સરદાર;
હુજેથી દલગિર તું, તેણે ખોળ્યો યાર.'* ૪૨
ખચીત ચોખ્ખા ચીતથી, આંધી ગૈ વિખરાઈ;
મન માન્યું પ્યારા થયું, મળી હકીકત આંઈ. ૪૩

---

* સગપણ કરેલી પેલી સ્ત્રીએ.

હું કવિતાની ભોગીરે, તું કવિતા સરદારઃ
આપે પત્ર જવાબ ઝટ્ટ, શીખું કવિતા સાર. ૪૪

તેનો જવાબ પ્રલ્હાદ નિચે મુજબ લખવા બેઠો.

પ્યારી પહોચ્યો પત્ર તું, વાંચી કર્યો વિચાર;
હૈયા સરસો ચાંપીયો, ગાંની હર્ષ અપાર. ૪૫
હવે ઉભરા નીકળ્યા, ઠંડો થયો મિજાજ;
ઉકળતો આ દેગડો, ઠંડો કીધો આજ. ૪૬
હું કવિતા શીખ્યો ભલી, પણ ભણનારી ન્હોય;
જે મનમાં તે પામિયો, હવે હર્ષ કયમ ન્હોય. ૪૭
'ભણનારી ભોળી મળી, કવિથી ના સ્હેવાય;
ત્યમ જાણી ચંદો થયો, ગુપ્ત વાદળા માંહ્ય.' ૪૮
'કરી ખોળ વિવિધ વિધી, પણ ના આવ્યો હાથ;
ક્યાં હશે એ કામિની-એ બીજો ત્યાં નાથ. ૪૯
તેમાં નથિ દલગીર હું, માનું મોટો પાડ;
કાપ્યું દુઃખ એ ઈશ્વિરા, કીધી સારીવાર. ૫૦
'આપુ હું કવિતા રસ, લેવો તારે હાથ;
સરિતા પૂરી રેલશે, તો દધિ તેના હાથ.' ૫૧
'જ્ઞાન તણા ભંડારમાં—થી માગે તું જુજ,
લેનારા દેનારની, હુશિયારી જાણુજ.' ૫૨
'ભણનારો અભ્યાશની, ખાતર સહે વચન;
ભણાવનારો કયમ સહે, જો છે નિર્મળ મન.' ૫૩
'વિદ્યા ભણનારી ઘણી, ભણાવનારો એક;
ત્યાં [1]ટિચરો રાખી કરી, આપિશ એકે એક., ૫૪
'તું માગે મન માનતુ, પણ જેવી ચાલાક;
તેવું તું પામીશરે, દેઈશના ભુલ થાપ.' ૫૫

---

[1] નોકર ( મોનીટર. )

'શિખવું સ્હેલું છે નહીં, ઉતાવળી માંથા,
થોડે થોડે રસ બધાની,ગ્રાહક તું થા.' ૫૬
કવિતા કરનારા તણી, મને અતિશય હુંશ;
તે આજે પુરી પડી, થયો અતિશય ખુશ. ૫૭
'મુજને આશા તાહરી, તુજને મારી આશ;
અરે ચાંદની ચંદ્રતું, કર જાહેર પ્રકાશ.' ૫૮
હવે શરમ શું રાખવી, જાય નકામો કાળ;
ભણવાનો આ વખત તે, નિષ્ફળ જાય નિહાળ. ૫૯
સખિઓથી સમજાવિને, માત તાત રીઝાવ;
અવર વિચારોને તજી, દિલ દરિઓ ખોલાવ. ૬૦
'મન પલટે ના કોઈનું, દિલ રાખે દરિઆફ;
જો પલટે મન કોઈનું, ઈશ્વરથી ઈન્સાફ.' ૬૧
'તું ભોગી છે ભ્રમરની, ભ્રમર ભોગી ત્યમ ફુલ;
આવ કવીતા શીખવું, ના થા તું વ્યાકુલ.' ૬૨

ત્યાં કમળાગૌરીની નિચે મુજબ ચિઠ્ઠી આવી.

અરે સુર્ય શશિ તુજ વડે, પામે છે પરકાશ;
તૃષાતુર મરશે નહિં, પ્રભુ પૂરશે આશ. ૬૩
દુનિઆ ડાહી જાણશે, થશે એહ ગન ખેલ;
ફેલ કરે શું ફાટીને, ગણાઈશું ઉખડેલ. ૬૪
તું સમજાવે અવળું પણ, મારે મનના તેમ;
ભલે નિકળે પિતળ પણ, મારે મન છે હેમ[1]. ૬૫
ખુલાસે ખુલ્લો કરી, મર્મ બાણુ મન માર;
બ્હેની ખુલ્લાસો કરી, મુકે મને ના પાર. ૬૬
તેથી પ્રશ્ન તને પુછ્યો, વ્હાલો મારો વીર;
ભણ્યો ગણ્યો ને ફાંકડો (પણ) પ્રેમે થઈ અધીર. ૬૭

---

૧ સોનું.

ભલે બનાવે વ્હાવરી, વરી ગણીને વીર[1];
છોડયાથી છુટીશ ના, કરમાં હવે અધીર. ૬૮
[2]કરમાં મારે કાંઈ નથી, કરમાં[3] કારી ઘાવ;
કરમાશે આ કુમળી, ખેલ્યે ખોટા દાવ. ૬૯
હું તત્પર થઈને રહી, તૈયારી તુજ પાસ;
તૈયારી થઈ મટકિ શિર, લેવા ધારૂં ખાસ. ૭૦
ઉભરા તમામ આપતાં, આવે છે બહુ શર્મ;
તું પંખી પરદેશનો, છોડુ કયમ નિજ ધર્મ. ૭૧
વળી મને કો વખ્તરે, અનુભવ નથી લગાર;
ક્ષમા કરો અપરાધને, એ વિનતી આવાર. ૭૨

તેનો જવાબ પ્રલ્હાદે નિચે મુજબ લખ્યો.

તનમન ધન એકત્ર જ્યાં, ત્યાં ના હોયે કલેશ;
જહાં જુદાઈ એહમાં, ત્યાં કજીઓ હમેશ. ૭૩
ચડતી પડતી થતિ જતિ, જેમ છાંયડો હોય;
સુખ દુઃખ આ સંસારમાં, સુખી દહાડો કોય. ૭૪
કોઈ દિવસ લહ્વું પડે, કોઈ દિવસ મીઠાસ;
મળે કોઈ દિન ખાખરો, તેમાં કદિ કચાશ. ૭૫
આપત્તી આવી પડે, ચેન થાય ના ચીત્ત;
તેવા સમયે કાળથી, પકડે કાળ ખચીત્ત. ૭૬
એના કરતાં પૃથમથી, કરવો પુર્ણ વિચાર;
પાછળથી કરવા જતાં, સ્હેવો પડતો ભાર. ૭૭
વીર, મર્દ આ જગ્તમાં, ઘણા ફરે છે છેલ;
અરે ભાગની ભોળિ થઈ, વરતી કાં ફાટેલ. ૭૮
ટેલ કરી તનકુ કશી[4], કશી[5] વાતના લક્ષ;
આખર અકળાઈ દિલે, તજી દઈશ આપક્ષ. ૭૯

૧ મર્દ ૨ હાથમાં ૩ કરીશ નહીં ૪ બાંધી ૫ મેહેનત લઈ.

પાછળથી પસ્તાઇને, તજવો ગણેલ વિર;
મૈયારી મટકી શિરે, લેમાં ધરમાં ધીર. ૮૦
વિટંબના બહુ વેઠવી, થવી દૂર મુશ્કેલ;
મારૂં કે'વું એટલું, ફસમાં આ છે કેલ. ૮૧
'પંખી આ પરદેશનો, ઉડી જાશે તુર્ત;
ચેતાવું ચેતે ચતુર. ગણીશ પાછળ ધુર્ત.' ૮૨
કરમાં તારે છે ઘણું, કરમાં આવા બોલ;
કરગાઇશના કુમળી, ખરી ખુબી તુ ખોલ. ૮૩
'વદમાં ખોટું વેલડી. વીંટાઇશું વૃક્ષ;
તે છોડી ના છુટવી, તેમ તજે કયમ લક્ષ. ૮૪

તે ચીઠીનો જવાબ કમળાગૌરીએ નિચે મુજબ આપ્યો.

દુનિઆની આપત્તિઆ-વખતે નથી લગાર;
પણ જાણુંછું સર્વ હું, છે આપત્તી અપાર. ૮૫
તેથી હું ડરતી નથી, થાય જાય હમેશ;
ધારો આપ ડગાવવા, પણ બદલું ના વેશ. ૮૬
વખતે વખતે છાંયડો, ઉલટ પાલટ થાય;
સુખ દુઃખ તો સાથે ફરે, ઘડિ આવે ઘડિ જાય. ૮૭
સહન કરીશું એ સુખે, અકળાશું ના અંગ;
ધોયાથી ના જાયરે, છે એ પાકો રંગ. ૮૮
છેલ છકેલા બહુ ફરે, છાંની કરતા વાત;
લલચાવે લાલા બની, લાલા એ લે લાત. ૮૯
કહેતાં શર્મ મને ઘણી, લાલા જોયા લાલ;
કીંમત એક બદામની, આપું શું હેવાલ. ૯૦
નીરખ્યા નયણે નેહથી, અંતર ઝાઝું ઝેર;
ફરેં વાત તેને કહું, આપ પધારો ઘેર. ૯૧
પણ અંતે સુખ પામવા, તારી પાસે આશ;

તેતો પૂરી પાડશો, કરશો માં નિરાશ. ૯૨
ઘટે તેમ કરશો હવે, શરણ પડી આનાર;
મારવિ કે એ તારવી (છે) હાથમહીં હથિયાર. ૯૩
બીજા મર્દ ઘણા ફરે, દર્દ ટળે ના દીલ;
વિપરિત વચન વદી અરે. પ્રેમલને નાપીલ. ૯૪
તું પંખી પરદેશનો પ્હેલું મળવું આજ;
પ્રેમાવેશે બોલાવા જાઉં આવતી લાજ. ૯૫
આ ઉપરથી આપને, ગુસ્સો થયો અપાર;
લાવો તો સમ ગાહરા પલટો એહ વિચાર. ૯૬
ગુસ્સાની ગરમી થકી, વદશો વિપરિત વેંણ;
તો દાસી દુઃખ પામીને, અશ્રુ[૧] આણે તેંણ. ૯૭
ભવિષ્યના વ્યાપારનો, આપ્યો છે ચીતાર;
ચીતર્યોછે મે ચીત્તમાં, વ્હાલા મારા યાર. ૯૮
વધુ બોલવા છુટ કયમ, આપીના [૨]વધુનેજ;
નરમાં નારી ડુબીને, પુરી બને નિસ્તેજ. ૯૯
તેનાથી વદી ના શકે, વ્હાલા વેંણ વિશેપ;
આપ દોપ વિસારિને, દોપ બીજાલ્યો બેશ. ૧૦૦

**મ્હારા વ્હાલા! જવાબ વેહેલો આપશો?**

પ્રલ્હાદે તેનો જવાબ નિચે મુજબ આપ્યો.

આગળની ચીઠ્ઠી વિષે, લખ્યા દોહરા જેહ;
પુખ્ત વિચાર કર્યા પછી, ઉત્તર આપ્યા એહ. ૧૦૧
તે ઉપરથી તુજ પરે. મુજને વ્હાલ વિશેષ;
અક્કલ તારી ઓળખી, પાસે આવી બેસ. ૧૦૨
વધુને છુટ વધુ નથી, તેનો તુ ચીતાર;
માગે મારી પાસતુ, આપું આગળ નારઃ ૧૦૩

---

૧ આંસુ. ૨ સ્રી.

પણ છુટ આપું છું તને, બોલે છુટુ છેક;
મનના ઉભરા કાડવા, તજવોના વીવેક. ૧૦૪
રીશ નથી મુજને જરા, શીશ ચડયું ના તેમ;
ચડયું હોય તો છોડીને, પીશ પ્યારી તું પ્રેમ. ૧૦૫
પ્રેમ પાંન કર કામની, પ્રેમનું પાન કરાવ;
આવ આવ ઝટ આઘડી, પ્રેમ પુર્ણ દરસાવ. ૧૦૬
દેખંતા મુખ તાહરૂં, થાય મને અતિ સુખ;
તૃપ્તી થાવે તન તણી, ભાગે મનની ભુખ. ૧૦૭
પણ ભુલુંછું ભામની, ભોળા કર્યા વિચાર;
મ્હોબત ચોખ્ખી મન તણી. ( તેનો) ચીતરશું ચીતાર. ૧૦૮

કમળાગૌરીને સદરહુ ચીઠ્ઠી મળી તેનો જવાબ તેણે
નિચે મુજબ લખ્યો.

આ હુનાળાની રૂતુ, ગરમીની ગુણવાન;
અકળાઈને અવનિએ, અરજી આપિ અવસાંન. ૧૦૯
તે મુકુંછું તુજકને, દીલ કરજે દરિઆફ;
પક્ષ ખેંચમાં કોઈની, આપ અદલ ઈનસાફ. ૧૧૦
રેરે પ્રિય વરસાદતુ, કહું કરીને સાદ;
અરજ મારિ લે લક્ષમાં, કર પ્યારિને યાદ. ૧૧૧
કેવો સ્નેહ હતો અરે, તે વિસર્યો શું! નાથ;
રહયો કહાં છુપાઈને, લીધી ના સંગાથ. ૧૧૨
ખબર ન લેતો ક્ષેમ છે, કે ભોગવતી કષ્ટ;
દોષ ગણુંશું! તાહરો, અવળા મુજ અદષ્ટ. ૧૧૩
ગરમ ગરમ વાયુ બધો, ગરમ ગરમ સહુ ગાત્ર;
ગરમ ગરમ મન માહરૂં, નરમ નરમ તું માત્ર. ૧૧૪
શરમ શરમ મુજને નથી, બળતું બળે શરીર;
પરમ પરમ પ્રિય માહરા, ધરમ ભુલતી ધીર. ૧૧૫

અંતર આશા માહરી, પૂરે પ્રાણાધાર;
ભેટે આવી ભાવથી, હે શાણા સરદાર. ૧૧૬
વખત થયો વિખુટા પડે, ઘણો માહરા યાર;
તનડું બહુ તપી ગયું. સુણ મારો પોકાર. ૧૧૭
દયા લાવને દિલમાં, તરફડતો આ જીવ;
ફાટી જાતી કુંપળી, કરી કલ્પના શીવ. ૧૧૮
ચતુર! ચતુર! ચેતી ચી-તે, આવ આવ ઝટ આવ;
દુઃખહર આ દુઃખિઆરિના, વારૂ! [1]વારિ વરસાવ. ૧૧૯
વિયોગ મુજને નવ ગમે, તને ગમેછે કેમ;
તલપાપડ આ જીવડો, મચ્છ વિનાજળ જેમ. ૧૨૦
તું જાણે અકળાય છે, વરસું ધરીને વ્હાલ;
પણ જાશે વણસી અરે, નહીં સુધરે એ હાલ. ૧૨૧
હાલ અરજ છે એટલી, પણ ત્યાંથી તું હાલ;
વ્હાલા દે માં વાયદો, કે આવું હું કાલ. ૧૨૨
કાલ કાલ કરતાં જતાં, ઝડપી પકડે કાળ;
મારે દારે ઠંડથી, જીવડલો મત બાળ. ૧૨૩
તારે મનતો રમત છે, જીવડલો ત્યાં જાય;
વારૂ! વારિ વરસાવને, ઉરમાં ઠંડક થાય. ૧૨૪
ગરમીના ધુધવાટથી, અકળાઈને અંત;
અરજી આપી અવનિએ, તે ધર તારા ચંત. ૧૨૫
ઉત્તર આપે મુજને, એવી આજે આશ;
મ્હોચાડું એ પત્રને, કરી એપિઓ ખાસ. ૧૨૬

સદરહુ ચીઠ્ઠી વાંચી પ્રલ્હાદે તેનો જવાબ નીચે મુજબ આપ્યો.

દુઃખિ થાય ગરમીથકી, અવની અંતર જાણ;

---

૧ પાણી.

ભુલ્યો ના હું ભામની, તુ શશિને હું ભાણુ. ૧૨૭
વખત વિશેષ ગયો અરે, પણ અકળામણ અંત;
વાયુ વાયે એ દિશા, એવી આશા ચંત. ૧૨૮
હાર્યો ના નહીં હાથમાં, મળવું તે મુસ્કેલ;
ઉડી જાયે ઇજીતરે, થાય છોકરા ખેલ. ૧૨૯
તેના માટે બહુ મને, શરમ પડે છે સત્ય;
નહિંતર આવે નાવલો, ખોવે ના નિજ પત્ય. ૧૩૦
અકળામાં અંતર વિષે, હાલ છોડમાં હાંમ;
સુખ દુઃખ સરખાં સૃષ્ટીમાં, કર અત્યારે કામ. ૧૩૧
આખર વખતે આ રૂતુ, ગરમી ગાઢી હાથ;
લેઈ ભેટશું ભાવથી, પ્યારી તારી સાથ. ૧૩૨
ઠાંમ ઠાંમ ઠંડક કરી, ઉપજાવિ બહુ શીત્ત;
વ્હાલા થાકી છું હવે, ચોરૂ એવું ચીત્ત. ૧૩૩
જેમ જેમ પાણી થકી, થાય તાહરૂં અંગ;
બરસું એવો વ્હાલથી, સ્યાણી તારા સંગ. ૧૩૪
અકળાયેછે અંગ આ, તારા ગમ વા વાય;
આવું દોડી તુર્ત હું, બાઝું તારી બાંહ્ય. ૧૩૫
બાર એટલીછે હજી, સમજે ચતુર સુજાણ;
કરમાવે ના કુંપળી, સુખ દુઃખ મન ના આણ. ૧૩૬
આ રીતે ઉત્તર કહી, આપી ચીઠ્ઠી એક;
તે મોકલિ છે માનની, વાંચે ધરી વિવેક. ૧૩૭
અભિપ્રાય મુજ એટલો, સાંભળ સ્યાણી સર્વ;
વર્ષાળો આવ્યા પછી, ગુણીયલ જાશે ગર્વ. ૧૩૮

કમળાગૌરીએ સદરહુ ચીઠ્ઠી વાંચી, અને તેનો જવાબ લખવા બેઠી તેમાં નિચે મુજબ લખ્યું.

પ્રાણાધારા જે વ્હેમથી મારૂં મન ચીંતા ગસ્ત હતું

તે વ્હેમ તારા સુખદ પત્રોએ દુર કરી મારા કલેજાના અંદર રહેલ કાળા અંધારાનો નાશ થયો મ્હારા વ્હાલા? હવે મારા મનની મુરાદો પાર પડવા મને સંપુર્ણ આશા બંધાયેલી છે. ને તે ભોગવવાના માટે જીગરથી ઉત્સુક છું પણ, ઉતાવળા શો બ્હાવરા, ધીરા શો ગંભીર, ઉતાવળ કીધાથી કાંમ જલ્દી થશે, એવી મને આશા નથી. કારણ જેને સંબંધ કરવા સ્વપને પણ વિચાર નથી તેની પાસેજ તે કામ કરાવવાનું છે. અને તેના કરવાથીજ આપણે સુખ ભોગવવાનું છે અને ન કરે તો શું! થવાનું છે? તે વિચારવાનું કામ હું આપનેજ સોંપી * * * આપના કેહેવા મુજબ મારા મનમાં પણ એજ વિચાર છે કે, આ કામ પારપડે તેના માટે જોઈએ તેવાં સાધન તૈયાર કરવાં? અને તે તૈયાર કરવામાં હું કચાશ રાખીશ નહીં છતાં આપણું કામ પાર પાડવામાં મારા વડિલ અથવા સબંધિઓ આનાકાની કરશે તો તેમને સમજાવવામાં હું પછાત રહીશ નહીં. છતાં અડચણ આવી તો આપે ખાત્રી પુર્વક સમજવું કે, મારા મોઢામાંથી જે શકુન નિકળેલા છે તે મ્હારા વ્હાલા! પાછા ખેંચી લેઇ આપને ફરેબ દેવા મારા ભવિષ્યમાં પણ ઇચ્છા રાખતી નથી. બલ્કે એવું સમજુ છું કે મ્હારા પ્યારા! આ દુનિઆના અંદર આ જીંદગીનો આધાર ફક્ત આપના ઉપરજ રહેલો છે.

આપ્યા ઉત્તર ઉરથી, સમજી શાણા સર્વ;<br>
મદમાતી શીથળ થઈ, ઉતર્યો મનનો ગર્વ. ૧૩૯<br>
રેરે! મોટા દીલના, કદી ન છોટા થાય;<br>
[1]ઘટપુરે બોલાય નહીં, અધુરાથી બોલાય. ૧૪૦

[1] પાણીનો ઘડો.

હવે ન માગું બોલવા, બોલી જે હું બોલ;
તે બોલે મુજ જ્ઞાનનો, તોળી કીધો તોલ. ૧૪૧
જો લાગ્યું હોયે તને, ખોટું મારા યાર;
તો તું માફી આપજે, સમજી નાની નાર. ૧૪૨
આ અવસર રળિઆમણો, પણ ખાવાને ધાય;
છતા મનુષ્યે મ્હેલ આ, તુજ વિણ તેમ જણાય. ૧૪૩
જાણું ના જુદાઈ હું, તારા મનના હોય;
ગાંઠ પ્રિતની બાંધિઆ, તોડી ન શકે કોય. ૧૪૪
મનમાં મારે આશ એ, હશે આપને એહ;
મન પલટે ના કોઈનું, એમાં નહિ સંદેહ. ૧૪૫
ઉમંગ આણી અંગમાં, માંડી છે ચોપાટ;
રમનારા સહુ ચતુર છે, ઘડતાં વિધવિધ ઘાટ. ૧૪૬
પણ હજી કો જીત્યું નથી, તેમ ન પામ્યું હાર;
પાસા છે પુર જોસમાં, અતે પામે પાર. ૪૪૭
હતાં ત્રણ ચોથો મળ્યો, મરે સોગટી અંત;
પણ પામે ફતેહરે, ચટપટિ છે નાચંત. ૪૪૮
નથી ઉપરી મુર્ખ મમ, પડશે ના મુશ્કેલ;
જીતી બાજી જુગ્તિથી, ખેલીશું સહુ ખેલ. ૧૪૯
હું જાણુ દીન જુજમાં, બાજી થાશે બંધ;
મ્હારી વ્હાલીઓ મળી, રચિયો પ્રૌઢ પ્રપંચ; ૧૫૦
હવે ધારતી દીલડે, ક્યારે બેસું પાસ;
આપું બીડી પાનની, એવી મનડે આશ. ૧૫૧
એમ બને ના બેસવું, પણ બનશેરે પાન;
તારો પ્યારો પાસ છે, નહીં તો ભુલી ભાંન. ૧૫૨
મુખડું મારૂં મલકતું, નિકળતીજ લગામ;
'પ્યારા તારાથી ડરી, કરૂં નહિં એ કામ. ૧૫૩

તોપણ હદ વખતે તજે, મજબુત નોય લગામ;
જાય ટુટવા પણ અરે, સાંભરતું પણ, સ્યામ. ૧૫૪
જાય નકામો કાળ આ, જાણુંછું મન માંહ્ય;
પ્યારા પાસે આવીને, પકડ તાકીદે બાંહ્ય. ૧૫૫
શરણ પડીછું તાહરે, નિભાવજે આ દાસ;
હવે ચાલતી કલમના, વધતો મુજને શ્વાસ. ૧૫૬
કદી થયું ના કામ તો, શું થાશે હે! સ્યાંમ;
કરશું શું ! આપણ અહીં, હે રઢીઆળા રામ. ૧૫૭

સદરહુ પત્ર વાંચી પ્રલ્હાદે તેનો જવાબ નિચે મુજબ લખ્યો.

મ્હારી વ્હાલી ! તારો પ્રેમીલો પત્ર મને મળ્યો. તેનાવડે કરીને થએલી ખુશીની કલ્પના કરવા મને આપણી ગુર્જરી ગીરામાંથી જોઇતું સાધન લાધતું નથી. પણ પ્રિયે! એટલું તો કહુંછું કે, તારી અવર્ણિય પ્રીતી છે. તેની રીતી સાદશ કરવા મારી મતી બહુ ધીમો વેગ પકડે છે. તારા શરિરના તંતુ હે કોમળાંગી ! કદાચ સ્થીર હશે? પણ મારે તો તે તમામ અસ્થીર છે. મારા રૂધિરનો પ્રવાહ બહુ જોશભર વહે છે? તેમજ મારી વૃતી તેની લાયકાત છોડી ચલીત છે, સગબ ટુંકી છે. હું અત્યારે જે હોદ્દા ઉપરછું તેના કામકાજ તરફ મારૂં બિલકુલ લક્ષ નથી. અને લક્ષ થવામાં તારી ખાસ રીતે જરૂર છે. તે ઇશ્વર ! બહુ ત્વરાથી પુરી કરો ?

છેક ઉતાવળ છોડવી, એક રાખવી ટેક;
થુંક્યું તે થુંક્યું ખરે, દીલની દોરી એક. ૧૫૮
નારી નીતીવાંન એ, નીતી ના છોડેજ;
ભીતી રાખે મન બહુ, કથા શું ! કોડેજ. ૧૫૯
પ્રસંગ તેનું ચાલતું, રાખે બહુ મર્યાદ;

સંપ કરે સૌ સાથ શું, કદી કરે ના વાદ. ૧૬૦
સુખ દુ:ખની તે સોબતી, અંતર રાખે એક;
આવે આદર ભાવ દે, રાખે તેમ વિવેક. ૧૬૧
હાવ ભાવથી રાત દી, ગુમાવતી ગુણવાન;
મીજાજ જાણે મનવડે, ના થાતી મસ્તાન. ૧૬૨
યાદ કરી પ્રિતે પતી, રતી રમે ગુણગ્રામ;
અકળાએના અગ્નિથી, ડાહી નારી નામ. ૧૬૩
એવી નારી હોય તો, તે ધણિના ધન ભાગ્ય;
જોયા વિન આ જડિ મને, આપી જગકર્ત્તાર. ૧૬૪
તેં 'પણ' જેવું લીધું છે, તેવું 'પણ' મારેજ;
તે તુટે ના જીવતાં, મરે તૂટસે એજ. ૧૬૫
ભવીષ્ય કાજે શું થશે ? તે કે'વાયે ન્હોય;
પણ કહું હું તુટે નહીં, ગમે તેમ જો હોય. ૧૬૬
પ્રયાસ તારા જારી છે, તુંતે પડીશું પાર;
હોડ કરી ના હારવા, હૈયે હાંમ વધાર. ૧૬૭
દુનિઆં કે ડાહ્યાં નથી, કીધું નિર્લજ કાંમ;
કરવું તેમ ન આપણે, લેવું ના કદિ નાંમ. ૧૬૮
મહેનત કરવી દિન નિશા, પામીશું ફતેહ;
પાર પામીઆ ના કદી, છોડીશું આ દેહ. ૧૬૯
પણ નિર્લજ કાર્યે થકી, ગુમાવિશું ના નુર;
કાળાં કર્મ કરી કદી, કહેવાશું ના ક્રુર. ૧૭૦
શૂરપણું રાખી સદા, કરવોછે સંગ્રામ;
જશ લેવોછે જીવતાં, હૈએ એવી હાંમ. ૧૭૧
હાંમ ખરૂં હથિયાર છે, હાંમ વિના હથિઆર;
કાંમ થાય ના હાંમ વિન, મારે ના લડનાર. ૧૭૨
મારી ઉતાવળ અધિક, તેનું કારણ જેહ;

સમજી શાણી હોઇશતું, એતો ખોટી ખેહ. ૧૭૩
માટે વ્હાલી મારિ તું, પ્રેમે કરે પ્રયાસ;
તેનું ફળ શુભ પામશું, એવી મુજને આશ. ૧૭૪
વખત થયોછે નોકરી, કરવાં મોટાં કાંમ;
માટે જાઉં જાણજે, માંને મુજ સલાંમ. ૧૭૫

પ્રકરણ સાતમું સમાપ્ત.

# પ્રકરણ ૮ મું.

આજનો વખત ઘણો આનંદમય હતો સ્વપ્નામાં પણ આશા નહીં, એવા બે મોટા અત્યુત્તમ બનાવ બની ગયેલા હતા. ગામમાં તેના માટે તરેહ તરેહની વાયકાઓ ચાલતી હતી. તેમાં ઘણા ભાગે આ બનાવથી લોકો ઘણી ખુશી દરશાવી ભવિષ્યમાં સુખ મળવાને આશા બાંધતા હતા. અને આ બનાવ નિર્વિઘ્ને આરોગ્ય રહેવાના માટે ભવિષ્યવાણી ભાખતા હતા. આવી રીતે નરનારીનો સમુદાય આ બનાવ પ્રત્યે ઘણા મુખે પોતાના જીગરનો રાજીબતાવતાં હતાં તો તેઓના લાગતા વળગતા સંબંધીઓ કેવી ખુશી દર્શાવતા હશે ? ખરેખર ! તેઓ અત્યારે તેઓના ભાગ્યનો ઉદય જોઈ પોતાના ભાગ્યનો ઉદય સમજતા હતા. અને આનંદની લ્હેરમાં તણાતા હતા. તે એવી રીતે કે, જ્યાં જોઇએ ત્યાં તેઓનો અચ્છી રીતે આદર સત્કાર થતો હતો. વિશેષે કરીને આપણી પારવતી જે કે કમળાગૌરી અને પ્રલ્હાદનો જીંદગી પર્યંતનો સંબંધ બાંધવામાં વગર પૈસે મ્હોબતની ખાતર દલાલરૂપ હતી, તે તથા તેનો પ્રિયત્તમ પ્રભુલાલ અને મી૦ અમૃતશંકરની પ્રિયા કસ્તુર પોતાનાં અંતઃકરણી પ્રયાસથી ધારેલી ધારણા પાર પડયાના લીધે તથા યોગ્ય ગોઠવણ થવાના લીધે ઈશ્વરનો ઉપકાર માની આ યોગ્ય જોડું હળીમળી આ સંસારનો ઐાલોકિક લાહો લેઈ સુખદરૂપે પાર ઉતરશે ! એવી આશા બાંધતા હતાં. આવા પ્રકારનો હર્ષ બીજા માણુસોને આ બનાવોથી થયેલો હતો, તો જેના માટે હર્ષ ઉપજેલો છે તે માણુસ હાલ કેવી સ્થીતી પર હશે? શું!

તેને ઓછો હર્ષ હશે? શું! તેના મનમાં તર્ક વિતર્કના ઉભરા નહીં આવતા હોય? આ બધી બાબતો યથેચ્છ વિચારવાનું કામ હું વાંચનાર કોમને સોંપુંછું. તેની સાથે એટલું કેહેવા રજા લઉંછું કે, કોઈ પણ અત્યુત્તમ બનાવથી પુરૂષ જેટલે દરજ્જે આનંદ માંનેછે તેનાથી વધારે દરજ્જે સ્ત્રીને આનંદ થાય છે. ખરૂં જોઇએ તો તેજ માફક આ વખતે પોતાના માટે બનેલા બનાવથી આપણો પ્રલ્હાદ ઘણો ખુશ ચેહેરો બતાવતો હતો. પણ પોતાના મુખથી નિકળતા વાક્યના પ્રવાહની ગતિ ઘણી ધીમાશ ભરેલી હતી. 'આ કામ બહુ સારૂં થયેલું છે, ને તેના માટે હું ખુશી માનુંછું, એવું જ્યારે તેને તેના લાગતા વળગતા સ્નેહી સબંધીઓ મોઢે મીઠા લાગવાના માટે બોલતા, ત્યારે તેના જવાબમાં તેવાંજ મીઠા કરી, ધીમાસ્વરે, અંતરનો ઉમળકો દાબી આપણો પ્રલ્હાદ કહેતો કે, મ્હારા વ્હાલાઓ ! મારી સુખી ભરેલી હાલત જોઈ તમે સુખી થાઓ તેમાં કાંઈ અજબ થવા જેવું નથી. કારણ કે તમે મારા નજીકના સંબંધીઓ છો. પણ તેની સાથે એટલું સમજવું જરૂરનું છે કે, સુખ દુઃખનું જોડું હમેશાં સાથે રહે છે. ઇશ્વરી નિયમને આપણ ઉલ્લંઘન કરી શકવાના નથી પ્રયાસે નથી મળતું અને બીન પ્રયાસે મળે છે, એવું મારૂં સમજવું નથી. પણ બન્ને હમેશા સાથે રહી ભવિષ્યના કામનું ફળિભુતપણું આપે છે આવી રીતે બોલતો હતો. વખતે ઘણા માણસોના વારંવાર કહેવાથી કંટાળતો હતો પણ પોતાના સ્વભાવનું રૂપ બદલી જવાબ દેવામાં આળસ પકડી પાછી પાની કરતો નહોતો. તેના જાણવામાં સારી રીતે હતુ કે, જેઓ હર્ષથી આપણને મુબારકબાદી આપવા આવે છે તેઓને

જવાબ દેવાગાં આપણા મનનો વેગ હલકો કરીશુ તો શ-રમની બાબતમાં જાતે જવાબ દેવો યોગ્ય નથી તે કારણ ઘ-સડાઈ જતાં ઉલટા ભાઈ મોટા માણસ થયા, એટલે આ-પણા જેવા હલકા માણસોને જવાબ કેમ આપે? આવા વિ-ચારો બાંધી આપણા પ્રત્યે અણગમો બતાવશે. વળી જે અન્ય જાતીના માણસો તેમજ સબંધ વિનાના સ્વજાતી ભા-ઈઓ મજેલ નોકરીથી આપણા સાથે બોલવા પ્યાર બતાવે છે. તેઓની સાથે બોલવું એ પુરેપુરૂં જરૂરનું છે કારણ કે, હવેતો તમામ પ્રજાનો પ્યાર મેળવી રાજ્યની જંગલી હાલત સુધારી સારી આબાદીપર આણુવાનું છે. રાજા ઘણો ને-ક વિચારનો છે પણ તેના સાથી ઘણા વિરૂદ્ધ વિચારના છે વળી તેના સ્વર્ગવાશી પિતાના બેદરકારી પણાના લીધે રા-જનો કાબુ ઘણા ભાગે તેઓના હાથમાં રહેલો છે તેમને છડાવવા રાજા પોતાના પ્રયત્ન કામે લગાડે છે. પણ 'એકનું ઓષડ બે એની માફક આખર તેમાં ફળિભુતપણુ પામતો નથી. વળી ખરૂં જોઈએ તો તે પોતાનો ધોકો એકદમ બજાવે છે. પણ તેમ ન કરતાં હળવે હળવે યુક્તિથી કબ-જામાં લેઈ એવા ચાંપી નાંખવા કે, પોતાની આંખ ઉંચી કરી શકવા પામે નહીં. તો પછી તેઓ આપણા વિરૂદ્ધ મત્ત ક્યાંથી આપી શકવાના હતા? આવી સ્થીતિપર જ્યારે ખ-ટપટિયા લોકો આવશે ? તો રાજ્યને સારી સ્થીતીપર આ-ણવા કોઈપણ જાતની અડચણ આવી પડવાની નથી. ખ-રૂં જોઇએ તો તે બધાનું મુળ પ્રજા છે. માટે પ્રજાનો પ્યાર પુર્ણ રીતે સંપાદન કરવો? આવા આવા વિચાર કરતો વળી વખતે વખતે તેનાથી મુક્ત થઈ, પોતાની પ્રાણવલ્લભા કમળાગૌરી યાદ કરી તેના ઉપર વિચાર દોડાવતો. જંગલી

સ્ત્રીથી મુક્ત થઈ સારી સ્ત્રી મળવાથી પોતાની જીંદગી આ દુનિઆની જાહોજલાલી અચ્છી રીતે ભોગવશે? એવી આશા બાંધતો હતો, પોતાની સ્નેહ ભરેલી દૃષ્ટીને વખતે વખતે કમળાગૌરીની મનહર મુર્તી આકર્ષણ આપતી હતી, મળવા મન થતું હતું! ઉડવા વિચાર કરતો હતો? પણ પાછી જ્ઞાન શક્તી તે તમામ ઉભરા દબાવી ઉઠવા ન દઈ કમી જ્ઞાન બતાવવા દેતી નોહોતી. આવી રિતે વિચારનો વાયુ પોતાના શરીરના અંદર ધુધવાટા મારી રહેલો હતો. આ ખરૂં હતું, પણ વિશેષે કરીને પોતાનું લક્ષ રાજ તરફ રહેલું જણાતું હતું.

આ વખતે આપણી હર્ષ ઘેલી કમળાગૌરી બહુ વિચિત્ર દેખાવ આપતી હતી. લગ્ન ક્રિયા થઈ ગયાને ઘણો વખત ગયેલો નહોતો. શણગાર પણ તેજ વખતનો હજીતક જારી હતો. લગભગ હાથેથી મીંઢળ પણ છુટેલું નહોતું. તેના મનમાં વિચારનાં મોજાં અથડાયાં કરતાં હતાં. પવન જોશભર ફુંકતો હતો. શરિરના રૂધિરનો પ્રવાહ બહુ જોશભર વેહેતો હતો. નાડીઓ કુદકા મારી રહેલી હતી. આંખો ખુલ્લી ભમ્યાં કરતી હતી. આવી રિતે આકુળવ્યાકુળ થએલી વિરહણિ સ્ત્રીની માફક વધારે કામાગ્ની બતાવતી હતી. બીજી રિતે વિચાર કરીએ તો આ અલૌકિક સુખ મળવાથી ખરેખર! હર્ષમાં ગાંડી થએલી હતી. કોઈ બોલાવે તો તેને આવકાર દેવાને પણ શક્તીમાંન નોહોતી. વળી વખતે વખતે પોતાના મનમાં વિચાર ચલાવતી કે, હું બોલતી નથી. તેથી લોકો રખેને મને ગાંડી ન ગણે? તેવો ડર ખાઈ ભાગ્યાતુટયા શબ્દે આવો? પધારશો? આવા શબ્દ બોલતી જણાતી હતી. પણ તેના મનને તેવા શબ્દ બોલતાં પોતાના વિચા-

રમાં મોટું વિઘ્ન પડ્યાનું સમજતી હતી. કોઈ અંતરનું વૃદ્ધ સગું આવી પુછે કે, આમ શુન્યમુન્ય કેમ બેઠેલી છે? કાંઈ બોલતી ક્યમ નથી? ત્યારે તેનો જવાબ તેની પાસે બેઠેલી તેની ડાહી સખી પારવતી સમય સુચકતા ભરેલો આપતી કે, તેને ચીત્તભ્રમવાયુ થએલો છે? પણ હવે ઠીક છે. ત્યારે બીચારાં વૃદ્ધ ભોળાં માણસો તેનો ઇલાજ જલ્દી લેવાના માટે ઉત્કંઠા જણાવતાં હતાં. તેના જવાબમાં પારવતી ઠાઉકા મુખે બોલતી કે; તેનો તે વાયુ હઠાડવાના માટે ઉપાય તૈયાર થએલો છે. પણ હજી તેની જાતને તેની અજમાયસ થએલી નથી. આવું આવું રમુજી બોલી કમળાગૌરીને બોલવાની ગરજ પુરી પાડતી હતી. પણ કમળાગૌરીના મનમાં તે મસ્કરી કરે છે કે નહીં? તે બાબત બિલકુલ લક્ષ નહોતું. તેના મનમાં તેના વ્હાલાપતીની મુર્તી વારંવાર સાદૃશ થતી હતી. અને વખતે તેવા વિચાર પલટાઈ જઈ ફેરફાર થતો ત્યારે પોતાના પ્રિયતમે રાત્રીની વાતચીતના સમયે આપેલી નાની તસવિર જે હમેશાં પોતાની પાસે રાખતી તે છબી હાથમાં લઈ છુપકીથી નિહાળતી હતી. પણ સદહું છબી શુન્યમુન્ય હોવાના લીધે પોતાનો પતી નીંદ્રાવશ થએલો છે એમ સમજી ચુંબન લેવા વિચાર ધરાવતી હતી. વળી તેમ કરવા તેની મનોવૃતી પ્રતીબંધ કરતી હતી. વળી વખતે વખતે વિચારતી કે, ના પોતે નીંદ્રાવશ નથી, પણ મારી સાથે રિસાયેલા છે. એવું જાણી મનમાં સદહું છબી પ્રત્યે બોલતી કે, મ્હારા વ્હાલા! મારા પ્રાણાધાર! મારા હૈયાનાહાર! હજી ઘણો વખત ગયેલો નથી. અને એટલામાં આમ દાસી પ્રત્યે તીરસ્કાર બતાવી બોલતા નથી, તો પછી આ દાસીની કેવી સ્થીતી

થવાની, આપ સમજુ છો? આપણે પરસ્પર કેવી રિતે વર્તવાનું છે, તેના માટે જે કરાર કરેલો છે તે શું આપ રદ કરવા ચાહો છો? શું! મને દુભાવવામાં સારૂં માનો છો? શું આવું આપને ઘટે છે? ના ના. આપે મારા ઉપર સ્નેહની દ્રષ્ટી કરવી જોઇએ. હું આપના વિરૂદ્ધ કદી પડવાની નથી. અને છોડી છુટવાની પણ નથી. ગમે તેમ થાઓ પણ વૃક્ષે વિંટાએલી વેલડી તમે દુર કરશો તોપણ દૂર થવાની નથી? પટોળે પડેલી' ભાત ફાટે પણ ફીટવાની નથી. આવી રિતે વિચાર કરતી તેમજ વચમાં વચમાં ઉતાવળા સ્વરે બોલી જતી કે, 'વ્હાલા બોલો, આ સાંભળી પારવતી તેના બનેલા વ્યગ્ર મનને શાન્તવન કરાવતી હતી. વળી પોતાનો પ્રિયતમ રાજ્યનો મુખ્ય કાર્યભારી થવાથી પોતાના યોગ્ય જોડાના સુખમાં આ સુખ વધારો કરતું હતું. આવા વિચારમાં ગરક થયેલી ગાંડી નહીં પણ ઘેલી આપણી કમળાગૌરી થએલી હતી. જેનો ખરેખરો ચીત્તાર આપનવાના માટે મારી કલમ ચાલતી નથી, તેમજ આ વખતના બનાવને વધારે અતીશયોકતી આપી આ મારૂં લઘુ પુસ્તક શોભાવવા હું માગતો નથી. પણ પુરૂષ અને સ્ત્રીના મનનું વલણ હરકોઈ વખતે હર્ષની વખતે કેવું બનેછે તેનો એક જુજ સાર આપેલો છે,

આ વખતે દહાડાના દશ વાગેલા હતા. પરણ્યાને ફકત ત્રણ રોજનો અરસો થએલો હતો. પણ આપણી કમળાંગૌરી પોતાના પ્રીયતમની સાથે સુંદરી તરીકે હાસ્યવિનોદ કરવાનો વખત મેળવી શકેલી નોહોતી. ક્ષણભર જુદાઈ ગમતી નોહોતી. મળવાને એક પગે થયેલી હતીઃ તથાપિ તેમને રેહેવાના માટે રાજા તરફથી જે ઇલાયદું

સરકારી મકાન મળેલું હતું, તેમાં જોઈની સગવડ થયેલી નો-
હોતી. યોગ્ય ગોઠવણ કરવાનું કામ શરૂ હતું, તે આજ સાંજ
સુધીમાં પુરૂં થઈ રહેવા પર હતું. અને આજ સાંજરેજ પો-
તાના પ્યારા પતીની સાથે આ દુનિઆની અંદર થતો પે-
હેલ વેહેલો સંસારિક સમાગમ આપણી કમળાગૌરીને થવાનો
હતો. અને તેથી આપણી કમળાગૌરી પોતાના પતીને પો-
તાની છાતી સરસા લેવાને એક પગે ઉત્સુક હતી. જો કે,
આ વખતે તેની સ્વાભાવિક પ્રેરણા એવી રહેલી હતી, પણ
આજ સાંજરે પોતાનું તથા પોતાના પ્રાણાધારનું મન કેવી
સ્થીતી પર થવાનું છે, તેનાથી તદ્દન અજાણી હતી. તે તો
એવુંજ જાણતી હતી કે, આજ રાત્રે મહારો વ્હાલો પતી
મને પોતાના બંન્ને ભુજાથી હર્ષની સાથે દાબશે. પણ ઇશ્વિરે
આજની રાત્રે તે બનાવ પાર પડવામાં એક અણચિંતુ વિઘ્ન
લાવી મુંક્યું કે, આ દંપતીના જોડાને દલગીરીમાં ડુબવું પડયું.
તેમ કરવામાં અટકાવ કરે કોઈ અણસમજું કહે તેવું તો
નહોતું, પણ કુદરની રીતે ગમે તેમ હોય, એટલે લગભગ
બોલ્યા ચાલ્યાનો પણ વ્યહવાર ન હોય, તો પણ અંતર
બળ્યા સિવાય રહે નહીં. અન્ય છોરૂને તેની અસર થવી
એ શક ભરેલું કહેવાય, પણ જેણે પોતાને ઉછેરી સારી
સ્થીતીપર આણવા પ્રયાસ લીધેલા હોય તેને તો તેની અ-
સર થયા સિવાય રહેજ નહીં. તોપણ તે સમજુ માણ-
સોને છે, અજ્ઞ પુરૂષોને તો કાંઈ નથી. આ વખતે મી૦
અમૃતશંકરની પ્રિયા કસ્તુર આવી પારવતીની સાથે છુપકીથી
વાતચીત કરી તુરતજ પોતે પોતાના રસ્તે પલાયન થઇ
ગઈ. પારવતીએ તુરત કમળાગૌરીના આ વખતના વિચાર
પલટાવવા પોતાના પ્રયત્ન શરૂ કર્યા. આખરે તેમાં પોતે

ફળીભુત થઈ અને કમળાગૌરીનું ચીત્ત શાન્ત થયા કેડે બોલી કે બેન! કપડાં બદલી નાંખો.

**કમળાગૌરી**—એવી શું આપત્તી મારા ઉપર આવી ફ્સેલી છે કે, તું મને આવાં સંતાપકારક વાક્ય બોલે છે!

**પારવતી**—જે આપત્તી આવી પડેલી છે, તેનાથી તારા મનને વધારે દલગીરી ઉપજે તેવુ નથી.

એકદમ સદહું વાત સાંભળવાના માટે ઉતરેલા ચેહેરે કપડાં બદલી નાંખી કમળાગૌરી બોલી કે,

બેન કહે?

**પારવતી**—તારો સસરો પુર્ણાનંદ ઈશ્વર જનાએ લગભગ બે માસથી પોહોચેલા છે. એવી વાત તારી સાસુ અને સસરાને તેડવા માટે મોકલેલ કાસદે આવી બહાર પાડેલી છે. અને તારી સાસુ અહીં આવેલા છે. માટે તું સ્નાન કરી નાંખ, રડવા કુટવાનું મોકુફ રાખેલું છે. તમને પરણ્યાને લંબો વખત થયેલો નથી, તેમજ વૃદ્ધ મરણ છે, એટલે કાંઈ હરકત જેવું કહેવાય નહીં.

આ સાંભળી કમળાગૌરી પોતાનું સુખ પોતાના સસરાએ ન જોયાથી તથા સસરાનું સુખ પોતે ન જોયાથી થોડી દલગીરી કરી નાહી, કપડાં બદલી, તુરત પોતાની સાસુ પાસે પારવતીને લેઈ ગઈ. નિચે આવી સાસુના પગેપડી અખંડ હેવાતન લેઈ એક તરફ બેઠી. થોડો વખત ગયેલો નહીં હોય એટલામાં એક પટાવાળાએ આવી ચીઠ્ઠી આપી કહ્યું કે, બહાર બગી તૈયાર છે. તે ઉપરથી સદહું ચીઠ્ઠી વાંચી કમળાગૌરી, તેની સાસુ, અને પારવતી એ ત્રણે જણાં બગીમાં બેસી કમળાગૌરીને રેહેવાના માટે તૈયાર થએલા મકાંને ગયાં. જેમાં બે ભાગ ઈલાહેદા પાડેલા હતા. પેહેલા ભાગમાં કમળાગૌરી

ને પ્રલ્હાદ, ને બીજા ભાગમાં પારવતીને પ્રભુલાલને રહેવાનુ હતું. તે મુજબ સો સૌના સ્થાનકે ગયા. પ્રલ્હાદ પોતાની માતુશ્રીને હર્ષાશ્રુપાતની સાથે પગે પડ્યો. તેની માએ તેને ઉભો કરી આશીષ આપી.

હવે સૌ પોતપોતાના ધંધે લાગ્યા હમેશાં સવારના દશ વાગ્યાથી સાંજના પાંચ વાગ્યા સુધી ખરેખરા દિલથી પોતાની ફરજ અદા કરવાના માટે આપણા પ્રલ્હાદ તથા પ્રભુલાલ રાજ્ય કામકાજ પર મથતા. પ્રથમ તો તેઓએ પોતાના તાબા તળેના નોકરોમાં કયા કયા હોંશીઆર અને નિમાન માણસો છે. તેઓને ખોળી બહુ સારા દરજ્જે ચડાવ્યા. અને નિમકહરામી લુચ્ચા માણસોને એકદમ નહીં પણ થોડે થોડે દુર કરી હોશીઆર યુવકોનો વધારો કર્યો. હરામખોરો અને રાજ્યના ખટપટિઆ લોકોએ તેઓને ફસાવવા ઘણી તદબિરો રચી, પણ તેઓને બિલકુલ ફાવવા ન દેતાં પોતાના કરી એવા પછાડ્યા કે, ફરી સાજા થાય તેવું રાખ્યું નહીં. અને તેથી કરીને હરેક જગોએ જયની ધ્વનીનો વરસાદ વરસાવવા લાગ્યા. હરેક કામપર બેઠા પછી તે કામનો નિવેડો થયા અવલ ઉઠવા ઈરાદો કરતા નહીં. પણ આખર વખત ન પોહોચનો, ને નોકરો કંટાળેલા જોવામાં આવતા, ત્યારે ઉઠવા ઈરાદો કરતા. તેમ હરેક કામ કરતાં નકામો વખત ગુમાવતા નહીં. તેથી તેમના તાબાના નોકરોને આગળના અમલદારોની સુસ્તાઈના લીધે તથા મોટા મુખના લીધે સુસ્ત અને ખાઉકા હતા, તે તમામ જાગૃત થયા. અને દરેક કામ જેમ બને તેમ ચોખ્ખું કરવાપર વિશેષ કાળજી રાખવા મંડયા. પ્રલ્હાદનો ડર તેમના મનપર કમી હનો તેમ બિલકુલ નહોતું. હર-

કોઈ સખ્સ પોતાનો સગો અથવા વ્હાલો હોય તોપણ તેની કસુર છુપાવતો નહીં. ને તે કસુરના બદલ મુનાસબ શિક્ષા કરવા ચુકતો નહીં. કામ કરતાં પોતાની સાથે નકામી વાતચીત કરનારાઓને તે પોતાના કટ્ટા દુશ્મીન સમજતો હતો. અને હરેક કામ બહુ ઝીણી નજરથી તપાસવાની ટેવ રાખતો હતો. કોઈ વગર કારણે માર્યું ન જાય, તેના માટે તેને બહુ વિચાર હતો. તેણે રાજ્યનું હીસાબીખાતું, ન્યાયખાતું, કેળવણીખાતું, લશ્કરીખાતું વગેરે તમામ ખાતા જે ઘણા દિવસથી અપોચીઆ અમલદારોના લીધે અવ્યવસ્થિત હતા, તે ધીમે ધીમે એવી હાલતપર લાવી આણી મુંકયા કે, તે રાજા અને પ્રજાના ખરેખરા પ્રિય થઈ પડયા. યોગ્ય રસ્તે વપરાયા સિવાય જે ખજાનો ખાલી થઈ પડેલો હતો, તે યોગ્ય રસ્તે વાપરતાં એવો તર કર્યો કે, રાજાના નામની દેશ વિદેશ મોટી મોટી સરાફી દુકાનો કાઢી. અને દેશમાં વ્યાપાર ધમધોકાર ચાલવા માંડયો. તેમ પ્રજા તરફની કોઈ પણ પ્રકારે ખુંમાટ રાખી નહીં. ખરૂં પુછાવો તો રાજા અને પ્રજાના ચક્ષુ તે આપણા પ્રલ્હાદ અને પ્રભુલાલ અત્યારે હતા. હરેક મોટું કામ કરવામાં અથવા નવો ધારો બહાર પાડવામાં રાજા, પ્રલ્હાદ, પ્રભુલાલ અને પ્રજાના મુખ્ય માણસોની સભા ભરવામાં આવતી હતી. તેમાં સર્વે મત્તે ધારો પાસ થયા કેડે પબ્લિક મિટીંગ ભરી ધારો બહાર પાડવામાં આવતો હતો. વિશેષે કરીને સભામાં પ્રલ્હાદના ભાષણ ઉપર વધારે વજન આપવામાં આવતું હતું. અને રાજા પોતાના ખાંનગી કામમાં પણ પ્રલ્હાદની સલાહ વગર પગ આગળ મુકતો નહીં. ને પ્રલ્હાદ પણ

પોતાના જીવ ઉપર વાત આવે તોપણ અવિચારી સ-લાહ આપવા કદાપિ આગળ પડતો નહીં. આવી ઠેકાણે ઠેકાણેની ફતેહ જોઈ તથા કોઈપણ કામમાં તેની ગેરવર્ત્ત-ણુંક જોવામાં ન આવ્યાથી રાજાએ અવલના અમલદારોની ગેરવર્તણુંકના લીધે મોટા ગુન્હા જેવા કે ખુંન વગેરેના મુકદમાનો પોતે જાતે ઈનસાફ આપતો હતો, તે છોડી દઈ પોતાની મંજુરીની શરતે ઈનસાફ આપવાનું કામ આ-પણા પ્રલ્હાદને સોંપવા એક પબ્લિક સભા ભરી. તેથી સભાએ બહુ ખુશી બતાવી. તે ઉપર રાજાએ તે મોટો અધીકાર પ્રલ્હાદને સોંપી તેના પગારમાં બેવડો વધારો કરી આપ્યો. આવી રીતે રામરાજની માફક આ રાજનો કારોબાર ચાલવા લાગ્યો.

એકરોજ પુનેમનો ચંદ્રમા પુર્ણ પ્રકાશીત હતો. તેના સમયે ખુશમિજાજે પોતાની અગાશીમાં આપણી સ્યાણી કમળાગૌરી પોતાનો પ્રિયતમ જે બહાર ગયેલો હતો, તેના દર્શનની આતુરતા ધરાવતી બેઠેલી હતી. તેવામાં તેના મનમાં એક અજાણી બી પમાડનારો તર્ક ઉત્પન્ન થયો કે, કદાપિ આ સુખમાંથી મને મ્હારા પ્રાણ પ્રિયનો વિયોગ થાય તો પછી મારી કેવી દશા થાય? અને વિયોગના દિ-વસો મારે પછી કેવી રિતે ગુજારવા. આવી ભ્રમણામાં તે વખત તે ગુમ થએલી હતી. જોકે તેને તે વખત ન-જીક આવી પોહોચેલો છે. દુ:ખ જોવાનું નથી, પણ વેઠ-વાનું છે. આ વાતની તે અજાણી હતી. તોપણ ઈશ્વરે શું! આ વાતની તેને પ્રેરણા તો કરી નહી હોય? તે-વામાં પ્રલ્હાદ એકદમ તેની આગળ ઉભો રહ્યો. તેને નિ-રખી આપણી આ હર્ષઘેલી એકદમ મ્હારા વ્હાલા! કુ-

હીને ભેટી પડી અને તુરત નેત્રમાંથી અશ્રુધારા વરસાવવા લાગી. આવી સ્થીતી ઉપર પોતાની પ્રાણવલ્લભાને જોઈ આગતાસ્વાગતાથી તેના મનનું સમાધાન કરી પોતાની પાસે બેસાડી, આમ કરવાનું કારણ પ્રલ્હાદે સ્નેહયુક્ત પુછ્યું. તેના જવાબમાં કમળાગૌરી બોલી કે,

મ્હારા વ્હાલા! તેનું કાંઈ કારણ નથી.

**પ્રલ્હાદ**—તું મને ભુલાવો દેવાના માટે ગમે તેમ પ્રયત્ન કર. પણ મારા મનને ખાત્રી છે કે, કારણ વિના કાંઈ ઉત્પન્ન થતું નથી. માટે ખરેખરી હકીકત જે હોય તે મને જલદીથી કહી દે.

**કમળાગૌરી**—જો કે આપનો આટલો બધો આગ્રહ છે, એટલે મારે મારૂં કારણ છુપાવવું ન જોઇએ. એક તરફ વિચાર કરૂં તો કેહેવું પણ ઘટતું નથી.

**પ્રલ્હાદ**—જેવું હોય તેવું કારણ તું મને કહી દે કારણ કે તેના વિષે મારા દિલમાં જુદા જુદા તર્ક વિતર્ક ઉત્પન્ન થયા કરે છે.

**કમળા૦**—મ્હારા વ્હાલા! મને બેઠા બેઠા એવા તર્ક ઉત્પન્ન થયેલા હતા કે, ઈશ્વર ન કરે પણ કદાપિ મારે આપનાથી જુદાઈ થઈ તો મારે આપને મળતા સુધીનો વખત કેવી રીતે ગુજારવો. આ બાબતના વિચારમાં મારી મતી મંદ થએલી હતી. અને વિયોગી વિચારમાં આપનું મળવું થયાથી અશ્રુ પડેલાં હતાં.

**પ્રલ્હાદ**—મારી વ્હાલી! મેં તને આગળ જે કહેલું છે તે યાદ કરી તેના ઉપર પુર્ણપણે વિચાર કરકે, આ દુનિઆના અંદર સુખ દુઃખ હમેશા સાથે છે. તમા-

મ દિવસ સુખી હાલતમાં જશે, એ સમજવું બહુ શુદ્ધ ભરેલું છે. ઈશ્વર દરેક માણુસની જેમ છાંયડો વખતે વખતે પોતાનું રૂપ બદલે છે તેવી રીતે ચડતી પડતી કર્યે જાય છે. આ દુનિઆના અંદર એવો માણુસ ભાગ્યેજ જોવામાં આવેલો છે કે, જેની આખી જીંદગી સુખી હાલતમાં ગુજરી હોય. પણુ જુદીજુદી હાલતો ભોગવતા ઘણા જોવામાં ઘણા આવેલા છે. ડાહ્યા માણુસ ઘણા દુઃખોથી ભરપુર હોય! પણુ જો તેનો જીંદગી પર્યંતનો સાથી પોતાની યોગ્યતા ધરાવનાર છે, તો તે પોતાના ઉપર બીજાં ગુજરતાં દુઃખો કાંઈ પણુ ગણુતીમાં ન ગણુતાં સહન કરે છે પણુ આપણી કોમમાં તેવાં જોડાં ઘણા જોવામાં ભાગ્યેજ આવે છે. અને આપણી કોમનું અયોગ્ય જોડાનું દુઃખ ટળવાને માટે બીજા ઘણા અગત્યના સુધારાની જરૂર છે. તે સુધારા રાજાએ કરવાના નથી, પણુ પોતપોતાની જ્ઞાતીમાં લોકોએ કરવાના છે. ને તેમાં જોઈતી મદદ રાજા પાસે માગવાની છે.

**કમળા૦**—મ્હારા વ્હાલા! સૌ સાએ પોતપોતાની જ્ઞાતીમાં ઘણા ભાગે કયા મુખ્ય સુધારા કરવાના છે?

**પ્રલ્હાદ**--હાલમાં છોકરાંઓને કેળવણી આપવાનો રીવાજ શરૂ થયેલો છે પણુ આપણામાં જોઈએ તેવી 'સ્ત્રી કેળવણી' ની ખામી છે. અને તેના લીધે કરીને સંતતીનો પાયો પક્કાપાયાપર ચણાતો નથી. ઘરની વ્યવસ્થા રેહેતી નથી! પોતાનો ધર્મ શું છે? તે સમજી શકતી નથી. પોતાના પતીનો પ્યાર મેળવી શકતી નથી. વગેરે કેટલીક અડચણો પુરૂષને અજ્ઞાન સ્ત્રીનાવડે વેઠવી પડે છે માટે ખાસ રીતે 'સ્ત્રી કેળવણી' ની પ્રથમ દરજ્જે જરૂર છે.

વળી વિશેષે કરીને ઘણી જ્ઞાતીઓમાં 'બાળલગ્ન' નો રીવાજ છે. તેનાવડે કરીને સ્ત્રી પુરૂષોમાં ઘણા ભાગે કજોડુ થાય છે રૂપ' ગુણ મળતાં આવતાં નથી ને કદાપિ મળે છે તો તેમાં એકની તો ખામીજ જોવામાં આવેછે. આનાવડે કરીને આ સંસારની જાહોજલાલી ન ભોગવતાં પોતાની જીંદગી વ્યર્થ ગુમાવે છે. ઉછરતી પ્રજા સારી નિવડતી નથી વગેરે કેટલા કારણુથી 'બાળલગ્ન' નો રીવાજ બંધ કરવો જરૂરનો છે. વળી કેટલાક લોકો પોતાની દિકરીઓ પરણાવતા નથી પણ વેચે છે આવા નઠારા રિવાજે કરીને કેટલાક યુવકો ધનહીન હોવાથી છતા જ્ઞાને કુંવારા મરે છે. માટે 'કન્યાવિક્રય' બંધ કરતાં 'પુનર્લગ્ન' કરવાનો ધારો થવા જોઈએ. જોકે સ્ત્રીઓનો હક પુરૂષોનાથી ઓછાપણું ધરાવતો નથી. તોપણ સમયાનુસાર વિચાર કરતાં મારા મનને પસંદ નથી. પણ 'વિધવાવિવાહ' નો પ્રતિબંધ હોવાથી કેટલીક બાળ કુમારીકાઓને અસહ્ય કષ્ટ વેઠવાં પડે છે. કેટલીએક જાર કર્મ કરે છે. અને તેનાવડે જન્મ પામતાં બચ્ચાઓ જ્યાં ત્યાં નિર્દય રીતે ફેંકી દે છે. તે વિધવા વેષે ફરે છે, ને કેટલાક પુરૂષો વાંઢા ફરે છે બંનેના બળાપા પાર પડતા નથી. ને તેમના ઘર સંસારથી થતી પ્રજાનો અટકાવ કરવાથી ઈશ્વરના ગુન્હેગાર ઠરીએ છીએ. પુરૂષને એક સ્ત્રી મરી ગયાથી બીજી પરણવાની છુટ છે તો સ્ત્રીને તેવી છુટ કેમ આપવી ન જોઈએ ? હું તો એવાં કેટલાંક કારણોના લીધે 'વીધવા વિવાહ' પ્રત્યે મારી પસંદગી બતાવુંછું. પણ શિયળ વૃત સાચવવાના માટે અશકત હોય તેના માટેજ છે. વળી હરકોઇ સ્ત્રી અથવા પુરૂષનું મૃત્યું થયું તો તેની દલગીરીમાં

'રડવાકુટવા' નો ચાલ આપણી કોમમાં બહુ નુકશાન કારક છે. તેમાં વિશેષે કરીને સ્ત્રીઓના રડવા કુટવા તરફ બહુ ધીઃકારની નજરે જોવું પડે છે. તે એવી રીતે કે, પોતાનું મુખ અન્ય પુરૂષોને ન બતાવવાના માટે આપણામાં 'લાચ' કાઢવાનો રીવાજ છે તે લાચ છોડી દઈ ભર બજારમાં જાહેર જગ્યોએ આપણી ઘાઘરા પટ્ટન કુંડાળીએ વળી ઉઘાડી છાતીએ ઊંચા હાથ કરી કરીને કુટે છે અને પરજીઆ બોલે છે પડતું મુકે છે. આવાં આવાં તોફાન કરી મરનારની પાછળ મરવાના માટે તૈયાર થાય છે તેનાથી મરનારને અથવા કુટનારને બિલકુલ ફાયદો મળતો નથી. પણ મારા ધારવા મુજબ તેની પાછળ કલેશ કરી તેને પ્રતિબંધમાં નાંખે છે. ને પોતે માંદા પડે છે. આવો વખોડવા લાયક ચાલ આપણને જંગલી માણસો ઠરાવે છે. શાસ્ત્રકારોની પણ મરનારની પાછળ રોવા કુટવાની સખ્ત મનાઈ છે. વળી લગ્ન વખતે કેટલીક ન્યાતોમાં લાંબા ઘાંટા તાણી તાણીને નિર્લજ 'ફટાણા' ગાવાનો રીવાજ છે અને તેવા ચાલોથી આપણા લોકોની કીંમત સુધરેલા દેશોમાં થાય છે. શું! લગ્નના પ્રસંગે નિર્લજ ફટાણા ગાવાં? ને સારાં ગીતો ન ગાવાં? એવું આપણા ધર્મશાસ્ત્રમાં લખેલું છે? પણ ના તેવા પ્રસંગે નિર્લજ ફટાણા ગાઈ યુવાન સ્ત્રીઓ પોતાની હુશીયારી પ્રદર્શિત કરેછે પણ તેઓ પોતાના દિલમાં સમજતી નથી કે, આપણી હુંશીઆરી વરતાતી નથી, પણ નાગાઈ જણાયછે. તેવીજ રિતે હુતાશનીના પર્વોમાં તેનાથી વધારે ઘેલછા ભરેલી રમતો રમવામાં આવે છે. છોકરાઓ 'કુવાકય' બોલે છે પણ તેમના માબાપો તેમને નાની વયમાં આવી ખરાબ કેલવણી લેતાં

અટકાવતાં નથી. આ ઓછું અફસોસકારક નથી. વળી એવોજ આપણને પાયમાલ સ્થીતીપર પોહોચાડનારો રીવાજ આપણો 'ન્યાતવરો' છે શ્રીમંત લોકો હરકોઈ પ્રસંગે પોતે પોતાની આખી ન્યાત નોંતરે છે. તે જોઈ ગરીબ માણુસો પોતાની સ્થીતીપર વિચાર ન કરતાં તેની માફક ન્યાતથી જશ લેવાના માટે ફુલગુચ્છ બની આખી ન્યાત નોંતરેછે. ને હજારો રૂપિઆના માંથે પાણી ફેરવે છે. સદરહુ રૂપિઆ પોતાની વહાલી જણુસો, ઘરબાર, ઘરેણું, જમીન વગેરે વેચી ઉપાડે છે. ને પછી પોતાના ઉદર નિર્વાહના માટે ઘણા સાંસા તેના પડે છે તોપણ આવો 'ન્યાતવરો' કરવામાં પાછી પાની કરતા નથી. તેના માટે એવો બંદોબસ્ત કરવો જરૂરનોછે કે, જો પોતાની જ્ઞાતી ઘણી લંબી હોય તો તેના જમણુ પ્રસંગે યોગ્ય તફા પાડવા જોઇએ. ને તેમાં આ પ્રસંગે આટલું ને આ પ્રસંગે આટલુંજ ખર્ચ ગરિબ અને તવંગર માણુસોએ કરવું જોઇએ. આવો રિવાજ થવો જરૂરનોછે. તેમાં પણ ગરિબોના ગજા સામે પુખ્ત રીતે વીચાર કરવો જોઇએ. તવંગરની મિલકત દેખી ઉડાવવા વિચાર રાખવો ન જોઇએ ને ગરિબને ભીખ માગતો પણ કરવો ન જોઇએ. વળી કેટલીક સ્વજ્ઞાતીમાં ઉંચા નિંચા કુળ હોય છે એટલે કે ઊંચકુળવાળા પોતાની કન્યા પુખ્ત વયની થાય તો પણ નિંચા કુળવાળા માણુસોને આપતા નથી—દરિઆઈ મુસાફરી કરવાથી વટલવાનો ભય આપણા લોકોમાં વિશેષ છે. અને તેવા પ્રતિબંધના લીધે પરદેશોની રિતભાત, તેમની ચાલ ચલણ, આપણામાં જોવામાં આવતી નથી. આપણા દેશનો માલ આપણે ત્યાં જઈ વેચી શકતા નથી, વગેરે કેટલીક ભારે ભારે અડચણો આપણે વેઠવી પડે છે. તો પણ આ-

ઘણા લોકો પોતાની જ્ઞાતીમાં કરવાના સુધારાપર બિલકુલ લક્ષ આપતા નથી.

**કમળા૦**—આપે આપણામાં ચાલતા બતાવેલ કુ- ધારા પૈકીના કેટલાક કુધારા આપ ચાહો તો શું ! અટ- કાવી શકો નહીં?

**પ્રલ્હાદ**—પ્રજા કલ્યાણાર્થે મેં પ્રજામાં ચાલતા કુધારા અટકાવી સુધારા દાખલ કરવા રાજાની સમત્તીથી એક પબ્લિક મિટીંગ ભરાવી હતી. તેમાં 'બાળલગ્નનો પ્રતિબંધ' 'પુનર્લગ્ન કરવાની છુટ' 'દરિઆઈ મુસાફરીએ જવાની છુટ' અને ગજા ઉપરાંત 'ન્યાત વરા' ન કરવા આટલી બાબતો મેં સભા હજુર મુંકી હતી. ને તે સર્વાનુમતે પાસ થઈ હતી. ને તે ધારા હવે થોડે થોડે અમલમાં આવતા જાય છે. મારો વિચાર એવો છે કે, આ ધારા પુષ્ટ રિતે શરૂ થયા કેડે બીજા ધારા અમલમાં આણવા દરખાસ્ત કરવી.

**કમળા૦**—આપ 'સ્ત્રી કેળવણી'ના માટે આગળ કહી ગયેલા છો પણ તેની સગવડ કરવાનું કામ રાજાનું છે. તે સગવડ થયેલી છે કે કેમ?

**પ્રલ્હાદ**—મેં ઠેકાણે ઠેકાણે કોલેજો ખોલી છે. ને તેનુ વાર્ષિક ખરચ ગાજી રાજાના કરતાં ઘણુંજ વધી ગયેલું છે તોપણ મેં તથા રાજાએ એવો ઠરાવ કરેલો છે કે, દર- રવિવારે એક પછી એક કોલેજે વિદ્યાર્થીઓની તથા બા- ળકિઓની પરિક્ષા લેવાના માટે જવું, ને તેમના ભણવા પ્રત્યે પ્રતિદિન હર્ષ વધે તેવું ઉત્તેજન આપવું. છોકરાઓ કરતાં છોડીઓની સંખ્યા લગભગ સેંકડે પાંચ જોવામાં આવે છે. તેના માટે મારો પ્રયાસ જારી છે. થોડા રોજ ઉપર મેં એવો ઠરાવ બહાર પાડેલો છે કે, જે છોકરે ઉંચી

જાતની કેળવણી લીધેલી હશે, તેને સરકારી ખાતામાં નોકરીના લાયક ગણવામાં આવશે?

**કમળા૦**—હાલના જમાનામાં ભણેલા યુવકો ઉપરની ટાપટીપ રાખવા વધારે ચાહે છે. તે ટાપટીપ સાચવવાના માટે તથા રોફ બતાવવાના માટે નોકરી વધારે દરજ્જે કબુલ કરે? પણ તેથી નોકરોની સંખ્યા વધી પડવાની, ને દેશ નિરૂદ્યમી થવાનો સંભવ આપની નજરે આવતો નથી કે શું ?

**પ્રલ્હાદ** —તારૂં કહેવું મારા વિચારમાં પુર્ણપણે છે. પણ તેઓનો અજ્ઞાનરૂપિ અંધકાર નાશ કરવાના માટે ઉત્તેજનરૂપી ઉજ્વળતા ન હોય તો તેઓ ઉંચી કેળવણી લેવા મેહનત કરે નહીં. પણ તેવા વિદ્વાનોની સંખ્યા વધ્યા કેડે તેઓના યોગ્ય ખાતાં ખોલવામાં આવશે? એટલે તેઓને અડચણ રહેશે નહીં.

**કમળા૦**—આપ તેમના માટે કેવાં ખાતાં કરવાં યોગ્ય ધારો છો ?

**પ્રલ્હાદ**—પેહેલું તો એકે તેમનાથી લેવાતી નોકરી બહુ સખ્ત રીતે લેવામાં આવશે. તે એવી રિતે કે, આપણે સ્વતંત્રતા હોય તો વધારે સારી. તેવું સમજી નવી નવી યુક્તાઓના વ્યાપારના ધંધે લાગશે. તે મહેનતથી કંટાળો પામવાના ખરા, પણ બુદ્ધિ બળવડે કામ સહેલાઈથી કરી શકશે? તેમજ તમામ યુવકો મેહેનતથી કંટાળતા હોય તેવું હોયજ નહીં. વળી મુખ્યત્વે કરીને મારે ખેતીવાડીખાતુ ખોલવાની ઈચ્છા છે કે જેમાં આપણા દેશના લોકોનો સારી રીતે નભાવ થઈ શકે તેમ છે વળી અજ્ઞાનલોક જે ખેતી કરે છે તેનાથી વધારે ઉપજ સુધ-

રેલા માણસ કરી શકે છે.

**કમળા૦**—સુધરેલા માણસ શું ! એવી મેહેનત કરી શકવાના હતા ?

**પ્રલ્હાદ**—હા. તેઓ પોતાના બુદ્ધી બળવડે ઓછી મેહેનતે ઘણા પાક લેઈ શકવાના. જો કે વરાળયંત્રોથી કેવું કામ સેહેલાઈથી થઈ શકે છે ?

**કમળા૦**—ઠીક, જુઓ કે આપણો પ્રથમ શું વિચાર હતો, ને હવે કેવી મોટી બાબત ઉપર આવી ગયેલા છીએ. મારા મનની દલગીરીનું સમાધાન કરાવવા આપે કેવો પ્રયત્ન કરેલો છે.

**પ્રલ્હાદ**—મ્હારી પ્યારી ! ખરૂં પુછાવે તો તારા મનની દલગીરી મટાડવા મારો પ્રયત્ન નથી, પણ હું તને દલગિરીના દરિઆમાં ડુબાવવાનો છું.

**કમળા૦**—પ્રાણનાથ ! આપ આ શું બોલો છો ?

**પ્રલ્હાદ**—પ્રીય ! હું ખરૂં કહુંછું.

**કમળા૦**—મેં આપને મારૂં ખરૂં કારણ કહ્યું હતું. તેની માફક આપ મનમાં ન રાખતાં ખુલ્લા દિલથી કહો ?

**પ્રલ્હાદ૦**—પ્રીયે ! તું દલગીર ન થા. તો હું કહું ?

**કમળા**—મ્હારા વ્હાલા ! આવું શું બોલો છો ? જો આપનો તેવોજ હુકમ છે તો દલગીરી ભરેલી વાત હશે તોપણ દલગિરી કરીશ નહીં.

**પ્રલ્હાદ**—ત્યારે બોલ ! તું જયારે મને ગળે વળગી ત્યારે તારા મનમાં શું વિચાર હતા ?

**કમળા૦**—મ્હારા પ્યારા ! ભુલી ગયા કે, મને વિયોગી બાબતનો વિચાર મારા મનમાં હતો.

**પ્રલ્હાદ**—ત્યારે તેજ વિચાર તારે આવતા રોજથી ભોગવવાનો છે.

**કમળા૦**—શું ! મને વિયોગી કરવા ચાહો છો ?

**પ્રલ્હાદ**--મ્હારી વ્હાલી ! તું આગળ બંધાએલી છે તે વાક્ય ઉપર વિચાર કર ! ને ગભરાયેલા દયામણા વાક્ય ન કાઢ. તું સમજે છે કે આપણે પરતંત્ર છીયે.

**કમળા**—પ્રીયે ! શું કામકાજે પધારવાનું છે ?

**પ્રલ્હાદ**—પ્યારી ! આપણા આર્ય દેશના પ્રવાસે આપણા રાજાજીનો નિકળવા વિચાર છે, એટલે મારે તેમની સાથે જવું જોઈએ. જો કે મને તો તેથી લાભ છે, પણ ફક્ત મને તારો વિરહ દુઃખી કરશે ?

**કમળા૦**—પ્રાણાધાર ! કેટલી મુદત કરશો ?

**પ્રલ્હાદ**—પ્રાણપ્રિય, મારા ધારવા પ્રમાણે એક વર્ષ થશે.

**કમળા૦**—શું ! કાલે નિકળવા વિચાર રાખો છો?

**પ્રલ્હાદ**—પ્રીય ! રાજાજીનો હુકમ તો એ પ્રમાણે છે.

આ પ્રમાણે વાતચીત્ત થતાના દરમીઆંન પ્રભુલાલે પ્રલ્હાદને બુમ મારી જેથી પ્રલ્હાદ કમળાગૌરીને ગભરામણ ન આણવા સમજાવી પોતે પ્રભુલાલ પાસે ગયો.

**કમળા૦**— **લાવણી.**

(મુજ ઉપર ગુજરી પિતા, પાદશા જાણી. એ રાગ.)
મારા પ્રાણ તણા આધાર, આવું શું ! બોલો;
મારા છો હૈયાના હાર, જીવડલો લ્યો લ્યો. મારા૦
તમે જાણો વાત તમાંમ, આંમ શું ! કરો છો;
શીદ હૃદય કરીને ખાખ, અમસ્તી દમો છો. મારા૦

કે કરી ગશ્કરી માર, મને પ્રિય ગારો;
આ કોમળ જાતી કેળ, મુળ ના બાળો. ગારા૦ ૩
થોડેથી લાગે ઘણું, ઘણે શું ! થાયે;
આ નિરબળ અબળાજાત, ન્હોય રહેવાયે. ગારા૦ ૪
નથી ભોગવિઆં બહુ સૂખ, અસુખ કરીને;
કરો માણુસને કાં ભુત, દેખશો ડરીને. ગારા૦ ૫
ગઈ લાલિ આવે ના લાલ, માલ બિગડતો;
કરો કોડ વસા ઉપાય, રહે તે રડતો. ગારા૦ ૬
આ વિરહી થાશે તન, ધન ધુળધાણી;
રૂપરંગ જશેરે હઠી, મટીને રાણી. મારા૦ ૭
સ્મર સાલે આપ વિયોગ, ભોગ મળવાના;
આ થશે અંગમાં રોગ, બહુ વધવાના મારા૦ ૮
શું ! કરશો બંદોબસ્ત, જોબન મદ પિડા;
ખાવે ના દાસી રાખ, અરે વિરહિડા. મારા૦ ૯
શું ! ખાય દાસી આ રાખ, ખાખ તનથીરે;
કદી આપે રૂપિઆ લાખ, રાખ મનથીરે. મારા૦ ૧૦
જોબન મદ ગનડુ ઝુરી, ઝુરી ઝબકોળી;
ના થાયે ઠંડું ગાત્ર, ધીકતી હોળી. મારા૦ ૧૧
થયાં વર્ષ વીશને ચાર, મને બે ઓછાં;
લાહો નવ લીધો લાલ, છાશના છોછા. મારા૦ ૧૨
લઇને થોડો શક લ્હાવ, ઉપાડી લીધો;
આસ્વાદ રટે રસનાય, ગજબ શો કીધો. મારા૦ ૧૩

એવામાં એકદમ પ્રલ્હાદ પાછો આવ્યો. ને દલગિરી ભરેલે ચેહેરે પોતાની પ્રીયાને નિહાળી તેનું મન શાન્ત થવાના માટે ઘણી જાતનાં પ્રયત્ન કર્યાં પણ તેનું ભ્રમીત

ગન સ્થાયી થયું નહીં. તેથી છેવટે થાકી તેને લેઈ પોતા-
ના સયનગૃહમાં ગયો ને બન્ને જણાં સુતાં. તેવામાં એકદમ
બેઠી થઈ કમળાગૌરી બોલી ઉઠી કે,

### રાગ દેશની ગજલ.

મારા પ્યારા પતી પરદદેશમાં, આપ જાવા ધારોછો શું! આજરે;
રહે કેમ ગરિબ ગુલામ હયાં, ખીલ્યું પુષ્પ ગુલાબી અરે ખરે. મા.૧
આપ જાણો છો આ જીવડો, કરશે નહીં કોઈ અહીં ઘડો;
પછી કોની પિયુ ગમ પ્રેમથી, દાસી મુંકશો કોના આશરે.મા.૨
રેડવો જેમ હોય દડો પડયો, પડયો તેમ પડીને રહે રડયો;
જાણોછો કષ્ટ સ્પષ્ટ તમામ તે, વહુને દુઃખ કેવું છે સાસરે. મા.૩
શરમાય અડેથી લજામણી, શરમાય વહુ સહુથી ઘણી;
કહો પિઉ મારા આ પાપણી, કેમ ગાળી શકે દીન રાતરે. મા.૪
તેમ વિહ પ્રાપ્ત થતાં અરે, કેવો અગ્નિ અંગ થકી ઝરે;
પિઉ પ્યારી યુવાનીમાં એકલી, કેમ ઝૂરી ઝુરીને તે ના મરે.મા.૫
અન્ય દુઃખથી થાઉં હું દુબળી, એવું સાંભળીને ના પિઉ બળી;
વીયેગ વન્હિથી ગઈ હું ગળી, જાણોછો એ વૃતાન્ત તમામરે.મા. ૬
શું ! પૂર્વે કીધાં હતાં પાપરે, સાથે ફરતાં ગણાઉં કુ જાતરે;
મ્હારા વ્હાલા! અરે આર્ય ભ્રાતરે, શું ચલાવ્યો નહારો રિવાજરે.મા.૭
સાથે આવતા થાઉ કુજાતરે, ડરવું નહિ દિલડે નાથરે;
દાસીને લેશો નાથ સંગાથરે, બાથ ભીડી ભેટીશું સાથરે. મા. ૮
નક્કી નક્કી નાથ લેશો સાથશું ! પરદેશે સાથે ફરવા જશું;
જોઈશું જગતનાથના ખેલરે બેલ બેઠા ભલે બકવા કરે. મા. ૯

### ચાલતો રાગ.

**પ્રલ્હાદ—**

મ્હારી શાણી સકોમળ નારરે, આવાં વેંણ અહીં તું શું ઉચરે;
શાણી એમ ગણાય સુજાતરે, ધણી જાય ધણી ધીયંતા મરે. મ્હા.૧

બોલી કે ન થઉં દલગીરરે, છોડી છોડી ખરેખરી ધીરરે;
ડુબા ડાહી દધીની મધ્યરે, વેંણુ આપી તેંણે નીરશું! ખરે.મ્હા.૨
પરિક્ષા થાય આવેથી તાહરી, જન જાણે નાદાની માહરી;
રાજા રાણી લેતા ન તેથી કરી, કેમ લેઈ શકું તને સાથરે.મ્હા.૩
કરીશ હું સારો બંદોબસ્તરે, ફક્ત વિર્હ પીડા તુજને નડે;
તે સિવાયના દુઃખ સમસ્તરે, કાપશે પ્રભુ મ્હેર કરી અરે.મ્હા.૪
એક વર્ષની આછે મુસાફરી, વિયોગ વન્હીથી ગઈ તું ડરી;
કદી જાઉં મારી વા'લી હું મરી, શિયળ વૃત કેવું તું આદરે.મ્હા.૫
પરિક્ષા થાય આથીરે તાહરી, તેથિ તું તો જરાભર ના ડરી;
ગઈ શોક સમુદરમાં ગળી, બોલી બોલ તે કેમ ન સાંભરે. મ્હા.૬

## સીતાજીના મહીનાનો રાગ.

કમળાગૌરી—

મ્હારા વ્હાલા વદીને વિપરીત, રીતી નવ રાખોરે;
રહી સંગાથે સ્વાગીન, સ્નેહામૃત ચાખોરે.
મારૂં મૃત્યુ સ્વામી અવલ, કરે હે! ઈશ્વરા;
દેખાડીશમાં એવાં દુઃખ, દાસીને વિશ્વંભરા;
આપે કષ્ટ તેનાથી રે ગણું, મારા મન ભાવતું;
આપી સુખડું દેખાડે દુઃખ, સહન તેતો નવ થતું;
મ્હારા વ્હાલા જશો પરદેશ, પ્રિતડલી વિસારીને;
લાગે છે આપના મન શ્રેષ્ટ, (તો) રહું મન મારીને;
તેમાં નથી મારોરે ઉપાય, નીસાસા ઉપાય છે;
ગમે તેમ કરોની નાથ, દાસી તમ હાથ છે;
આવું કરતાં કાપીને શીશ, જવું તેથી ના નડું;
નહીં તો લેશો નાવલીઆ સાથ, પાવલીએ પ્યારપ........

આવું બોલીને પલંગપર પ્રલ્હાદના પગ સરસી પ-
ડી મુર્છાંગત થઈ. પ્રલ્હાદે તેને પોતાની છાતી સરસી દા-

બી સુંબન આપી ઘણા પ્રકારે સમજાવી તેનું મન જાગૃત કર્યું. ને તેનું ચીત સારી સ્થીતીપર આવવા બહુ પ્રયત્ન કર્યા. તેથી આખરે સમજુ હોવાથી શુદ્ધીપર આવી ને તેના મનનું સમાધાન બહુ અચ્છી રીતે કર્યું. અને 'બહુ ખુશીની સાથે પધારો' આવાં વાકય પોતાના નિસ્તેજ સુખે સમય સુચકતા વાપરી આપણી કમળાગૌરી બોલી. તે ઊપર તે સંબંધી વાતો કરતાં કરતાં આ અત્યુત્તમ જોડા ઊપર નિંદ્રા દેવીએ પોતાનાં શસ્ત્ર ચલાવ્યાં.

આ વખતે દહાડાના નવ વાગેલા હતા. દશવાગે નિકળવાનું હતું. પોતાનો પ્યારો પ્રિયતમ જમીને તૈયારી કરાવવા દરબારમાં રાજા પાસે ગયેલો હતો. નોકરો સૌ સૌના કામે લાગેલા હતા કમળાગૌરી એકલી દિવાનખાનાગાં પોતાના પ્રિયતમને સાથે લેઈ જવાના અગત્યના સામાનની ઊથલપાથલ કરતી મથતી હતી આ વખતે તેનો ચેહેરો ઘણો અપ્રિય દેખાવ આપતો હતો. તેની ખુબ સુરતીમાં ઝાંખ પડી ગયેલી હતી. તેના મુખની લાવણ્યતા આ વખતે બહુ ચીંતાતુર જણાતી હતી. વખતે વિચારમાં ને વિચારમાં રડવું આવી જતું હતું. વળી નિસાસા નાખી પોતાના ઢીલા મનને ધીર્યતા આપી વિચાર કરતી કે, હું રાખવા ચાહીશ તો પણ રહેવાના નથી. કારણ પરતંત્રતાપણું છે. હું સાથે લેઈ જવા ચાહીશ તોપણ મને તે લઈ જઈ શકવાના નથી. તોપછી દલગિરિ બતાવી તેમના મનને દલગીરીની અસર કરવી તે ડાહી સ્ત્રીનું લક્ષણ કહેવાય નહીં. ને ઊલટી બેવકુફ મનાય. આ વખતે તો મારે સમય સુચકતા વાપરી તેમને ઘણુંઘણા મીંઠા ધીર્યતા ભરેલા અવાજે બોલાવી ખુશ મિજાજે રવાના કરવા જોઈએ છીએ,

શું ! હું ફક્ત દલગીરી રાખુછું, ને તેમને નથીં ? પણ ના. હું બહાર જણાવું છું, ને તેઓ બહાર જણાવતા નથી. વિચાર કરીએ તો તેમનું કહેવું શું ખોટું છે ? તેમાંથી આપણી કીંમત થાય તેમાં પણ શું અજબ ! આ મુસાફરીથી તેમને શું ! ગેર ફાયદો થવાનો છે ? વગર પૈસે ફાયદો મળવાનો છે. તો મારે તેમાં આડાં આવી ફક્ત વિહ દુઃખે અટકાવ કરવો તે વ્યાજબી ગણાય નહીં. આવી રીતે તેના મનમાં તર્ક વિતર્કના ઉભરા થતા હતા. પણ પ્રવાસે જતાં અટકાવ ન કરવો. તે અંતરના ઉભરાને દબા- વી બોલવાનું હતુ. તેનું મન વિયોગવન્હીથી કેવળ ઉદાસ- મય હતું પણ લપડાક મારીને મોહુ લાલ રાખવાની માફક ઉપરનો ભભકો બતાવતી હતી. પુરૂષની કામેચ્છા પુરૂષને બોલવાની છુટના લીધે બહાર જણાઇ આવે છે. અને સ્ત્રીનો કામાગ્ની તેને બોલવાની અપુર્ણ છુટના લીધે બહાર જણાઇ આવતો નથી. આ ખરૂ ? પણ પુરૂષ કરતાં સ્ત્રીને કામાગ્ની વિશેષ રહેલો છે. સ્ત્રીનો કામાગ્ની થોડાં છૈયાં છોકરાં ઉત્પન્ન થયા કેડે મંદ થાય છે. પુરૂષને તેમ નથી. આ એક જગ કર્ત્તાની બલીહારી છે. આ વખતે આપણી કમળાગૌરી અને પ્રલ્હાદનો સંસારિક સમાગમ લગભગ બે વરસ સુધીનો હતો. કાંઈ ફરજનની ઉત્પતી થયેલી નોહો- તી. તદ્દન સંસારિક સદ્દહું લ્હાવાથી વિરક્ત રેહેવું તે સારૂં, અથવા પુરેપુરો લ્હાવો લેવો તે સારો, પણ થોડો લ્હાવો લેઈ વચમાં વિયોગ થાય તેના દુઃખ જેવું બીજું દુઃખ નથી. તેની માફક આપણી કમળાગૌરીને બીન ફરજંદે અને અધુરા લ્હાવે વિયોગ થવાનો છે. એટલે તેના મનને વિયોગ વન્હી સાલે તેથી તે અણસમજુના પાત્ર ગણાય

નહીં. નઠારી સ્ત્રીઓની માફક ઉપરની ટાપટીપને અંદરની પોલાપોલ જેવો આપણી કમળાગૌરીનો વેશ નથી. તે ખરેખરી પતીવ્રતા સ્ત્રી છે. તે વાંચક વૃન્દના સમજવામાં અચ્છી રીતે આવેલું હશે. અને હજી પણ આવશે. વિ- ચારમાં ગ્રસ્ત થએલી આપણી કમળાગૌરી પોતાના પતીને સાથે લેઈ જવાનો સામાન તૈયાર કરી રહેલી હતી. તેવામાં થોડા માણસો સાથે પ્રલ્હાદ દિવાનખાનામાં આવ્યો. ને સામાંન સરંજામ લાવેલ માણસોને આપી સીપાઈઓની સાથે રવાના કર્યા. ને પોતે પોતાની પ્યારીની રજા લેવા ઊભો રહ્યો ત્યાં કમળાગૌરી બોલી કે,

## રાગ બનજારા.

કરિ યાત્રા વ્હેલેરા પ્રિય આવો, પ્રાણાધાર પ્રિતેથી સિધાવો.
દેશ વિદેશે કરીને પ્રવાસો, ત્યાંની રીતભાતોને તપાસો;
સારી રીત અહિંઆ ચલાવો, પ્રાણાધાર પ્રિતેથી સિધાવો.કરિ૦૧
બહુ જશ લ્યો જગમાં સારા, કાઢો અહિંના રિવાજ નઠારા;
દેશ રિતિ અહિની સુધરાવો, પ્રાણાધાર પ્રિતેથી સિધાવો.કરિ૦૨
સાચવશો શરિર બહુ રીતે, 'વ્હાલી' યાદ કરશો મેં ચિત્તે;
આવિ પ્રેમ પુરણ દરસાવો, પ્રાણાધાર પ્રિતેથી સિધાવો. કરિ૦૩
હવે વર્તીશ હું અહિં કેવું, તે શું ? મારે બતાવી દેવું;
આવિ કરશો પુરણ પસતાવો, પ્રાણાધાર પ્રિતેથી સિધાવો. કરિ૦૪
સ્નેહ સુખ સરવે સમજો છો, ત્યમ દાસી સાથે નવ લ્યો છો,
ઘણો વખત નહીં રઝળાવો, પ્રાણાધાર પ્રિતેથી સિધાવો. કરિ૦૫
કહું શું ! વ્હાલા વધારિ વધારિ, દાસિ મુંકશો નાથ વિસારી;
વ્હેલા વ્હેલા વ્હાલા વળી આવો, પ્રાણાધાર પ્રિતેથી સિધાવો કરિ૦૬

આવું બોલી પ્રલ્હાદના ઊપર પડી. તેણે પોતાની છાતી સરસી દાબી, પ્રેમાલીંગન આપી બોલ્યો કે, પ્રીયે!

હવે હું જાઊં છું. વખત ઘણો ગયેલો છે, રાજાજી સાહેબ પણ નિકળી ચુકેલા હશે? મેં પારવતીને તારી પાસે રાખવા પ્રભુલાલને ભલામણ કરેલી છે. તે મુજબ તે તારી પાસે રહેશે. મારી માતુશ્રીના બોલવા સામું જોઈશ નહી એવી આશાની સાથે તેમની આજ્ઞા બરોબર પાળી સેવા ચાકરી કરીશ એવી મને તારા તરફની સંપુર્ણ આશાછે. એટલે વધારે શું કહું? મ્હારી વ્હાલી! હવે મને રજા આપ, વરસ દિવસમાં મારાથી બનશે તેવી રીતે પ્રયત્ન કરીને એક દિવસ ઓછો થાય તેવું કરીશ. મારા તરફની બિલકુલ ફીકર રાખીશ નહીં, અને પ્રાંયે તારા નાજુક ગોરા બદનને દુઃખ દઈ કુમળાવીશ માં. એમ કહી ફીકા ચેહેરે ઊભો થાય છે, તે જોઈ આંસુ ટપકતે ધીરા સ્વરે કમળાગૌરી બોલી કે,

પ્રાણાધાર! વ્હેલા પધારજો, અને શરીર સાચવજો.

આ વખત આપણા પ્રલ્હાદથી પણ પ્રતિ ઊત્તર આપી શકાયો નહીં. ને પ્રેમાશ્રુ આવી ગયાં. એવામાં પટાવાળાએ હાક મારી કે, સાહેબ બગી તૈયાર છે, આવું સાંભળી તે નિચે આવ્યો ને બગી ઊપર બેસી રવાના થયો.



# પ્રકરણ ૯ મું.

## ऋतुवियोग.*

### લલીતછંદ

પુરૂષ ને સ્ત્રિયો પ્રેમ ભાવથી, દિન નિશા કરો ત્યાગ પ્રેમથી;
દિન[1] નિશા કરી ઘેલછા પણું, નહિં જણાવશો તે ઘણું ઘણું.
નિરસ કાવ્ય આ સરસ જાણિને, બહુ વખાણિને લાભ જાણિને,
શરમ છાંડિને પુરણ વાંચશો, મતિ પ્રમાણિને માફિ આપશો.૧

## मंगळाचरण.

### શાર્દુલ વિક્રીડિતછંદ.

બેઠી સ્વસ્થ દિસે વિચાર કરતી શું ! આવિ આંહી અડી,
દીધું કષ્ટ દશાનને પ્રિયતમા, 'પ્યારા' વદી તે રડી.
જ્યાં જોતી પડિ મુદ્રિકા હૃદયથી હે ! રાંમ 'રાંમા'નદી,

---

* આ ૠતુવિયોગના દરેક છંદના અર્થ આપવાનો મારો સંપુર્ણ ઈરાદો હતો કે, જેથી કરીને દરેક છંદ બનાવવાનો હેતુ ખરી ખુબીની સાથે સ્પષ્ટ જણાઈ આવે. અને વાંચનારને પણ સમજવામાં સેહેલું થઈ પડે. પણ લખવાને દલગીર છું કે, તે અર્થ લખવાનો વખત મને કેટલાક કારણોસર મળી શકયો નહીં. પણ વાંચનાર સાહેબોને મારી વીનંતી છે કે, દરેક છંદ બહુ ધીમાશથી અને વિચાર શકતીથી વાંચવા કૃપા કરવી જોઈએ. કે જેથી રચનારની છંદ પ્રત્યેની મહેનત વાંચનારના સમજવામાં આવે.

૧ પણ દિવસે પ્રેમરૂપિ નિશો કરી ઘેલા થશો નહીં.

સંભારિ દળિ ધર્ણિએ પ્રિતમના વિર્હ થકી ને સતી.[1] ૩

કમળા૦— લલીતછંદ.

અજબ પામતી જમતિ ઉછળી, પિઊ પિઊ વદી પ્રેમ આંધળી,
તુરત તે ખરી[2] ખીલતી કળી, પરમ પ્રીતને ના શકી મળી. ૪
અરર આ યુવા[3] જાય છે બળી, તુરત આ થશે નાશકી કળી,
મન તણી મતી માહરી ટળી, પરમ પ્રિયને ના શકી મળી. ૫
જમવું શું ગમે હે! સખી મને, છબિ પતી તણી દીલડે રમે,
જરૂર જ્યાં જવું ત્યાંશું! વારિએ, વિરહ વેદના શે વિસારિએ. ૬
મુદત આપિ છે બાર માસની, વિનતિ લક્ષમાં લેવિ ના બની;
કયમ કરી હવે દીન ગાળવા, વરસ બાર આ કેમ ટાળવા.[4] ૭
સરસ ભોજનો ને વિસારવા, કરવિ ભક્તિરે[5] શક્તિ આવવા;
કરિ મજા મનેચ્છા વિસારવી, શરિર બાળિને શાન્તિ વાળવી. ૮
સરસ પોઢવાને પલંગ છે, કયમ સખી સુઊં ત્યાં અનંગ છે;

---

૧ રાવણે હરણ કરી અશોક નામના બાગમાં સીતાને રાખેલ ત્યાં હનુમાને જઈ રામની મુદ્રિકા એક બાજુએ મુકેલ તે જોઈ સિતાને વિર્હ વન્હી વાધ્યાનો ઊદ્દેશ આ છંદમાં છે.

૨ મ્હારા વ્હાલાને મળી શકી નહીં. ખીલતી કળી જેમ ખરી પડે તેની માફક આ ખીલતી યુવાનીએ પડી ગઇ.

૩ યુવાની.

૪ ઘણી વખત એમ કહેવામાં આવે છે કે, મને આજનો દિવસ તો એક વરસ જેવડો થશે? તેની માફક આ સ્ત્રીએ કહ્યું કે મારે આ બાર માસ જે કે મને બાર વરસ સમાન છે તે કેવી રિતે ટાળવા.

૫ શક્તીરૂપી ઘણી આવવાના માટે ભક્તી કરવી.

કર પથારિ તું મ્હારિ વ્હાલિરે,[1] કર પથારિને સાચવેલિરે. ૯
મથિ વધારવી હાય લાલિરે, અતિ મને હવે તેહ સાલિરે;
[2]અતિ મને હવે હું મુંઝાઊંછું, મનસુબા કરીને તણાઊંછું. ૧૦
તનનિ તાપરે તૃપ્તિ ના થતી, પુરણ પુરમાં[3] હું તણી જતી;
વચન વાક્યમાં હું બણી જતી, ધણિ રિતે કહે આ સ્થિતી હતી. ૧૧
પરહરી પિઊ તો ગયા અરે, દિવસ દોહલા કેમ જાયરે;
પડિ રહું નહીં પ્રિય વેગળી, પડિ ઘણી જુદી ના ગઇ ગળી[4] ૧૨
સખિ પિડાઊંછું મોટિ પીડથી, ત્યમ ઊપાય હું પાસમાં નથી,
હદ તજી હતો તે જતો રહ્યો, દિલ દુભાય ઊ-પાય ના રહ્યો. ૧૩
ગમતુ ના જરા ભમતું ચીત્તડું, ઊઠતિ બેસતી ને વળી પડું;
વખત હાયરે કેમ જાયરે, ગરિબ બાપડી, જાય[5] જાયરે. ૧૪

**પારવતી—** **ભુજંગી છંદ.**

થતા તર્કને ના સમાવી શકીરે,
જમીને[6] જમીને સુવે હે સખીરે;
ગમ્યું ના જમ્યું ને ભમ્યું ચીત્ત તારૂં,
થયા ના ગયા ચાર ચીત્તે વિચારૂં. ૧૫

---

૧ જેને કર પથારીને એટલે હથેળીપર રાખી સાચવેલી તેના માટે હે મારી વ્હાલી! તું પથારી કર.

૨ હું ઘણા મને કરીને એટલે ઘણા વિચારે કરીને મુંઝાઊંછું.

૩ વિચારરૂપી નદીના પુરમાં. ૪ હું મારા પ્રિતમથી વેગળી રહેતી નહીં પણ હવે હું ઘણી જુદી પડી અને ગળી કેમ ના ગઇ.

૫ ગરીબ બિચારી જાય પુષ્પના જેવી સ્ત્રી જાય છે.
૬ જમીને–ખાઇને પૃથ્વી ઊપર સું તેના સ્વામીને ગયા ચીત્તમાં વિચારૂં છું તો, પુરા ચાર રોજ પણ થયા નથી.

સખી જે ભખી મશ્કરીથી ખિલાતા;
મળ્યા ઔષધો ઘાવ એના રૂઝાતા,
કરેલા કરારો તુટે દીલ દુખે,
થઈ નાર તે પેઠ વિક્રાળ મૂખે. ૧૬

કમળા૦—અરેશું! સખી મદ્યનું પાન કીધું,
ગયો નાવલો વ્હેર તે વ્હોરી લીધું;
છકેલા મિજાજે ગઈ છેક છાકી,
પતી યાદ આવ્યા રહ્યું કાંય બાકી?[1] ૧૭

**માલીની છંદ.**

સજળ નયનથીરે, નારિ દીઠી સુતેલી;
ઘણિ ઘણિ ગભરાઈ, પાણિ છાંટયું તપેલી[2]
નયન ઢક ઊઘાડી, લાડિને લાડ કર્તી,
વદનથિ કરમાઈ, સ્નેહ વાક્યો ઊચર્તી. ૧૮

પારવતી—દિલગિરિ દલડે છે, એ કળીના શકી હું,
નહિકર ક્યમ બોલું, શબ્દ એવા સખી હું,
ઝટઝટ ઊઠ બ્હેની, શોક શાને કરાવે,
વચન વદિ હવે એ, [3]થુંક થુંક્યુ ન આવે. ૧૯

**ભુજંગીછંદ.**

નમેલાં રૂડાં વાક્યને, સાંભળીરે,
થઇ હર્ષ ઘેલી ગઇ પીગળીરે,
ગયો રોષને પ્રીતડી સાંભરીરે,

---

૧ તેનો ધણી તેને યાદ આવ્યો એટલે શું બાકી રહ્યું.

૨ ઘણી ઘણી ગભરાઇને એ તપેલી એટલે ગરમ મિજાજે થયેલી સ્રીને પાણી છાંટયું.

૩ થુંકેલું પાછું ગળાય નહીં તેમ બોલેલો બોલ પાછો આવે નહીં.

ગઇ બારિએને થઇ ગાભરિરે. ૨૦

કમળા૦—અરે આ રૂતુ ભોગવે ભાગ્યવાળાં,
મદેથી મચી જાયજો પેલી બાળા,
અહો ! શોભતી એનિ કેવી યુવાની,
કળી ખીલતી પુષ્પની જો ગુલાબી.[1] ૨૧
લપેટેલ વસ્ત્રે ખુબી શું ! દિસેરે,
સમીરે ઊડે દેખતીને હસેરે,[2]
મધુરે સ્વરે બોલતી સુંદરીરે,
અલંકાર આકારમાં શોભતીરે. ૨૨
[3]કુચો મધ્યમાં ગોળ શોભી રહી તે,
[4]ગઇ કામની કામ મુંકી ગઇ તે,
[5]અરી પ્રાપ્ત કાજે ઊપાગો બતાવ્યા,
અરે મારવા–ના ઇલાજો જણાવ્યા. ૨૩
જણાતી મને પ્રેમ પ્યાલો પિધેલી,
હતી પ્રેમના જોશમાં હર્ષ ઘેલી,

---

૧ કોઇ રસ્તે જતી સ્ત્રીને જોઇ કહે છે કે, અહો ! એની યુવાની કેવી શોભે છે, જાણે ગુલાબી પુષ્પની ખીલતી કળી ન હોય ?

૨ પવનના લીધે વસ્ત્ર ઉડે છે તેથી શરમાઇ પાછળ જુએ છે. અને માણુસ દેખી શરમાઈ મોઢું મલકાવે છે.

૩ સ્તન.

૪ કાંમાગ્નીને ઉપજાવનારી કાંમની ગઇ ને કામ મુંકી ગઇ.

૫ કાંમરૂપી શત્રુ ઉપજાવવાના માટે ઉપાય બતાવ્યા, પણ તેને મારવાને ઇલાજ જણાવ્યા નહીં.

[1]અરે હાલ આ હાલ આવો થયો છે,
ખરો વૈદ્ય એનો વિદેશે ગયો છે. ૨૪
અરેરે નરોનાં કઠણ કાળજાંરે,
પ્રિયાને મુંકી જાય પરદેશમાંરે,
પછી હાલ શું થાય સંભાળતાના,
મુંકે એકલી દીલડેરે દયાના. ૨૫
ગમે તેમ થાઓ વળેના ઘરેરે,[2]
વળે આંબળો તે બળે ના ટળેરે,
હઠીલી સ્ત્રીઓ એ નહીં શું! હઠીલા,
રસીલી ગણે કેમ એને રસીલા. ૨૬

## દોહરો.

**પારવતી**—બેન તુરંગ લગામ દઇ, ધરની ધીરજ અંગ
પાકયાં પકવાનો જશે, ટળશે નહીં અનંગ.[3] ૨૭

## વસંતતિલકા છંદ.

**કમળા૦**—જોજો સખી! સરસ શોભિત આ દહાડો,
ના,ના ગમે પ્રિતમને જમવું પ્રિયાજો.

---

૧ અરે આ વખત મારો હાલ આવો થયેલો છે. અને તેનો ખરો વૈદ્ય એટલે માલીક પરદેશ ગયેલો છે.

૨ બાળી નાંખીએ તોપણ દોરીને પડેલ વળનો આંબળો ટળતો નથી. તેની માફક ગમે તેમ થાઓ તોપણ ઘરે વળે નહી—આવે નહીં.

૩ હે! બેન તારા વિચારરૂપિ ઘોડાને લગામ દઇ, શરિરે ધીરજ ધર, (જો તેમ નહીં કરે તો) પાકેલા એટલે તૈયાર થએલા પકવાન રૂપિ તારૂં પતિવૃતાપણું તે જશે? તોપણ તારો કામાગ્ની ટળશે નહીં.

[1]તોતો પછી સરસ પાકજ ખાખ થાએ,
તેમાં નવાઇ નથિ કાંઇ પિડે પિડાએ,. ૨૮
યાદી કરે દિલ અરે ફુલ જે ખરેરે,
પાકયું નહીં બિગડવા ત્યમ દે અરેરે,
આ વૃત્તિઓ મનતણી નહિં બા'રનીરે,
ખાવે ન ઘાસ મરણે કદિ કેશરીરે[2] ૨૯
આહા! રૂતુ સરસ શોભતિ શું! વસંતે,
નાંખ્યો હતો પ્રિયતમે પ્રિય હસ્ત કંઠે,
હાસ્યા વિનોદ કરતાં મન માંનતારે,
થાકું હું યુક્તિ થકિ તોયન જાગ તારે[3] ૩૦
રૂડી રિતે રમતથી દિન કાઢતીરે,
જે જે ગમ્યું જમણુ તે કરિ આપતીરે,
છુટા પડે નજરથી ન વિસારતીરે,
[4]શું! સાંબ! દાસિ સુખની નબળી રતીરે. ૩૧

---

૧ તોપછી સારા પાક રૂપી ખીલતી યુવાની પિડાથી પિડાઇને ખાખ થાય તેમાં કાંઇ નવાઇ નથી.

૨ ફુલ રૂપી વાક્ય જે ખરે છે—વદાય છે. તે મનથી યાદ કરે છે—વિચાર કરે છે. તે અરેરે! પાકેલું વૃત કેમ બીગડવા દેશે? આ વિચાર મનનાછે, પણ બહારના નથી. મરણ થાય તોપણ સિંહ ઘાસ ખાય નહીં? સબળ વૃત ચળીત્ થવાનું નથી.

૩ ગઇ વસંતરૂતુમાં પ્રીતમે—ધણીએ પોતાનો હાથ મારા ગળા ઉપર નાંખેલો હતો. હું યુક્તી કરીને થાકું તોપણ તે જાગતા નહીં. એવી રિતે હાસ્યાવિનોદ અમો મનમાનતાં કરતાં હતાં.

૪ શું, સાબ! દાસીના—મારા કર્મની રતી—લેખ નબળા છે.

માણેલ મોજ દિન તે દુઃખિઆ થયારે,
રૂડી રૂતુ મહિં તજી પિઊજી ગયારે;
[1]પ્યારા વિના પરમ ઠંડક ના વળેરે,
કાંટા પડે મુજગળે પગ આ ગળેરે. ૩૧
જો જો સખી! સરસ વાયુ વહે અહીંથી,
ખીલી રહ્યાં તરૂવરો નવ યૌવનેથી;
[2]પક્ષી ઝિણાં સ્વરથિઆ રૂતુને ગુમાવે,
નાના ગણે અરિ અહીં મદ પ્રાપ્તગાં તે. ૩૩
પક્ષી તણી સરસ આજ સભા ભરાણી,
કીધીછ એટક સુઆમ્ર[3] તરૂ રૂપાળી,
[4]તંબુખડો મદન મોહ વધારનારો,
મોરો તણાં સરસ તોરણુ શોભતાં જો. ૩૪
જૂદે જુદે સ્વરથિ જો ચરચા કરે છે,
કો'કો કહે કહિં અને તકરાર લેછે;
આમાં સખી[5] પ્રમુખ કોયલડી જણાતી,
એના સુભાષણુથિ મોહનિ પ્રાપ્તિ થાતી.

**ઇંદ્રિવજ્રા છંદ.**

પક્ષી પુરાં પ્રેમથિ મોજ ગાણે, હું ભાગ્ય હીણી નહિં પીઉ ટાંણે,

---

૧ પ્યારા વિના પરમ ઠંડક વળે નહીં. અને ગળે-કંઠે કાંટા પડે છે. તેમજ આ પગ પણ ગળેછે–ઢીલા પડેછે.

૨ જેને મદ પ્રાપ્ત થયેલો છે એવા પંખીઓ આ રૂતુને ઝીણાં સ્વરથી ગુમાવે. તે એવી રીતે કે, પોતાનો શત્રુ પાસે હોય તો પણ તેને લેખવતાં નથી.

૩ આંબાનું ઝાડ. ૪ [illegible]માગ્નિ ઊપજાવનારો તેમજ મોહ પમાડનારો જાણે તંબુ ખડો કીધો હોયની, જેને મોર-ફુલનાં તોરણુ શોભી રહેલાં છે. ૫ મુખ્ય.

પક્ષીથિ હું ઉતરતી ગણુાણી, જો જો સખી આ રૂતુ જાય ચાલી.૩૬
કલ્લોલ કર્તાં પશુ પંખિઓ જે, તીક્ષીણુ લાગે વિરહી સ્વરો એ,
કલ્લોલ કીધી નવ મારિ વ્હાલી, જો જો સખી આ રૂતુ જાય ચાલી.૩૭
ખીલ્યાં રૂડાં પુષ્પ સખી રૂપાળાં, વાધ્યાં સુગંધે વળિ જોનિ બાળા;
જો પુષ્પ ખીલ્યું કરમાય વ્હાલી,જો જો સખી આ રૂતુ જાય ચાલી.૩૮
વૃક્ષો લિલાં કોમળ પત્રથી તે, શું ! રમ્ય શોભે છ સમીરથી તે;
હેતે શું હાથે નહિ બાથ ઘાલી, જો જો સખી આ રૂતુ જાય ચાલી.૩૯
ફુલ્યા ફુલેથી તરૂ આમ્ર આલી, ફુલી નહીં ના પિઊ સંગ મ્હાલી,
ગાયા વિના આ રૂતુ હાય ગાળી, જો જો સખી આ રૂતુ જાય ચાલી.૪૦
વાગે રૂડો [1]વાયુ સુગંધવાળો, વીર્હાગ્નિને પ્રાપ્ત કરાવનારો;
તેથી બન્તું બ્હાવરિ મારિ વ્હાલી,જો જો સખી આ રૂતુ જાય ચાલી.૪૧
ખેડૂત તો ખૂબ ખુશી કરે છે, પાકેલ ધાન્યો ઘરમાં ભરે છે;
પાકયાં રસોઈ કરૂ શું ! રસાળી, જો જો સખી આ રૂતુ જાય ચાલી.૪૨
શર્દી અને ઠંડ ગર્મી નથીરે, સારે સુખાળી રૂતુ આ અતીરે;
થાતો મને દાહ પિડાઊં ડાહી, જો જો સખી આ રૂતુ જાય ચાલી ૪૩
નીરોગિ ભોગી નરને સુનારી, ક્રીડા કરે હર્ષથિ મ્હારિ વ્હાલી;
[2]કામજ્વરેથી સખિ હું પિડાતી,જો જો સખી આ રૂતુ જાય ચાલી.૪૪
છેકે છકેલાં મદથી મચેલાં, નારી નરોનાં જુગડાં રમેલાં;
કે શું ! કરૂં હું મરૂં એ નિહાળી,જો જો સખી આ રૂતુ જાય ચાલી. ૪૫
પોઢેલ હોયે પતિ શાન્ત પાસે, હાલ્યા સિવાયે ઉઠતી હુલ્લાસે;
પ્હેરે[3] પટો તાકિદ મોડું ભાળી, જો જો સખી આ રૂતુ જાય ચાલી.૪૬
પ્હેરે પુરૂંના જયમ તેમ [4]વીંટી, [5]આલસ્ય મોડે ગૃહિ હાથ ખીંટી;
જોવે પતીનું મુખ પાછું વાળી, જો જો સખી આ રૂતુ જાય ચાલી.૪૭

---

૧ પવન. ૨ કામાગ્નીનો તાવ. ૩ કપડા. ૪ દહાડો ઉગી ગયેલો જોઇને. ૫ ભીંત સરસી ચોડેલી ખીંટી પકડીને આળસ મરોડતી.

[1]પ્રેમે પછીથી સ્તનને નિહાળે, વાગ્યા નખો રમ્ય સુખો વિચારે,
વ્હાલો વદંતા થઈ જાય કાલી,જો જો સખી આ રૂતુ જાય ચાલી.૪૮
[2]આદર્શ લેઈ મુખડું સુધારે, પાસેલ ચુંખી થકિ[3] ઓષ્ટમાં રે;
રીસે બળેના સુખડું નિહાળી, જો જો સખી આ રૂતુ જાય ચાલી.૪૯
હૈયે પુરા હેતથિ પ્યારી ચાંપે, દેઈ દિલાસો દુ:ખ સધ કાપે;
આપે રૂડું[4]ચુંબન ધારિવ્હાલી,જો જો સખી આ રૂતુ જાય ચાલી ૫૦
રોજે વધે ગર્ભ અરે સ્ત્રિઓનો, દા'ડો વધંતો સખિ આ રૂતુનો;
વીહંથિ નાની ત્યમ રાત્રિ નાની,જોજો સખી આ રૂતુ જાય ચાલી.૫૧
જ્ઞાની નરો વ્હાલથિ જ્ઞાન માગે, સ્ત્રીને રૂતુ આ ઘણિ વ્હાલી લાગે;
વીહૈં થકીતે થતિ કાળિ કાળી,જો જો સખી આ રૂતુ જાય ચાલી.૫૨
પ્રેગી પ્રસાદી ન લિધી હથેળી, સૂતાં નહીં શોખથિ હાર પ્હેરી;
એ હાર વીહાર ગયા પ્રજાળી,જો જો સખી આ રૂતુ જાય ચાલી.૫૩
જાગે ખરા જાણિ સુતાજ વ્હાલે, ઊંઘ્યા ગણી ચુમ્મિ લીધીજ ગાલે;
આંખો ખુલીને થઇ ઓશિઆળી, જો જો સખી આં રૂતુ ચાલી. ૫૪
હોળી ન ખેલી સખિ ઓળુસાલે, હેતે ન ભીંજ્યા અબિરે ગુલાલે;
લહાવો નલીધો ગઈ ગારિ લાલી,જોજો સખી આ રૂતુ જાય ચાલી.૫૫
હોળી ન ખેલી સખિ સ્યામ આવ્યા, હોળી હુલાવી મનના રિઝાવ્યા;
હોળું શુંવાળો ઉર હોળિ હાલી,જો જો સખી આ રૂતુ જાયચાલી.૫૬
રેરે! ગને આજ સુધીજ પાળી, જોની હવે કાય બળે સુંવાળી;
એવું કહીને પડિ પ્રેમ ઘેલી,[5]શુદ્ધી ગઈ ઓથ રહીત વેલી. ૫૭

પારવતી— ભુજંગી છંદ.

અરે બેન આ શું! લવે છે હવેરે,
ધરે ધીર્યની કંથડો આવશેરે;

---

૧ પછી સ્તન-કુચને જુએ છે. ૨ દર્પણ. ૩ હોઠ. ૪ ચુમ્મી. ૫ ઓથ વિનાની વેલડી પડી જાય છે તે મુ- જબ શુદ્ધી જતી રહીને પડી ગઇ.

કદાપી થયું તો થયું શું સદાઇ,
સુણી છેજ તેં [1]જાનકીની ભલાઇ. ૫૮
[2]વઈદર્ભી વ્હાલી નળે પહેરીતે,
ઘણાં દુઃખ વેઠી પતીને મળી તે;
થઈ કેમ ઘેલી ઘણું જ્ઞાન છાંડી,
(કે) થવાને બિજાને દુઃખો રીત માંડી. ૫૯
કહું શું ! તને દેખિ હું દુઃખ પામું,
ઉપાયો ન કાંઈ દુઃખો શું ! વિરામું;
અરે બેન હાવે ઉઠે સ્નાન કાજે,
રૂડા[3] રામના જન્મનો દીન આજે. ૬૦
કમળા૦—અરે હે ! સખી ટેક તોડી નથીરે,
ઘણા સાંભરી આવવાથી પડીરે;
ગમીના રૂતુને ગયા છોડિ વ્હાલી,
કહે શું ! રમું ને જમું મ્હારી વ્હાલી. ૬૧
અહો ! જો અહીં મુદ્રિકા[4] નાથની આ,
પડે નીકળી રક્ત[5] તે તો ગયું ક્યાં;
થઈ ખાખને દાહથી હું બળું છું,
નથી ધારતી કે પતીને ગળું હું. ૬૨
રળીયામણો આ સમો પ્રિય મારા,
કરી ગમ્મતો મોજ માણી ન પ્યારા;
અરેરે વધ્યો કામને હામ હારી,
તમારા વિના હામ હારે બિચારી. ૬૩
મને ના ગમે કામ અંગે રમેરે,
દમે અંગ આ રંગથી શું ! રમેરે;

---

૧ સીતા-રામની સ્ત્રી. ૨ નળની પત્ની-દમયંતી.
૩ રામનવમી. ૪ વીંટી. ૫ લોહી.

હવે તાપ વ્હાલી પડે છે પુરોરે,
ગઈ આ રૂતુ વિરહ અગ્નિ વધ્યોરે. ૬૪

**દોહરો.**

મગન રહું હું દિનનિશા, મગન વધારે કામ,
કામ ગયું કામજ મગન, પ્રસર્યો ઠામો ઠામ. ૬૫



**ग्रीष्म ऋतु.**

**અનુષ્ટુપવૃત.**

લઈ[1] આદર્શ બેઠી તી, જુએ મુખડું ફરિ ફરી;
શાથી કાંન્તિ[2] ગઈ મારી, ભ્રાન્તી[3] પુર્ણ મને થતી. ૧

**કમળા૦—** **વસંતતિલકા છંદ.**

ભ્રાન્તી થતી સખિ મને ગઈ કાન્તિ મારી,
જો આ છબી પૃથમની બહુ શાન્તિ સારી,
તેમાં તફાવત ઘણો નવ લાગતો જો!
*આ બાગ ખાલિ વિન માળિ અરે થતો જો. ૨
માલીક આ મન તણો તન તૃપ્તિ માટે,
ફૂતર્ક રૂપિ તન તાપ કળાથિ કાટે,
ધાટે વદે વિવિધ વાક્ય વિચારવાળાં,
હાસ્યાવિનોદથિ જતી દુર કામ જ્વાળા. ૩
શ્રંગાર, માંન, મન તાંન વધારનારા,
સુગંધ, સ્નેહ, મન નેહ પગાડનારા,
વાક્યો મીઠા, પણુ તે કામ, કરાવનારા,
ડાહી તમાંમ દિલ મૂજ ડરાવનારા. ૪

---

૧ દર્પણ. ૨ સ્વરૂપ—લાલી. ૩ વ્હેમ.

* આ બાગરૂપી શરિર માળીરૂપી તેના ધણી વિના ખાલી થાય છે—સુકાઈ જાય છે.

આહા ! અલી અલી તજીજ કુશેશયીરે,
સૂખે ફરે તજી કહાં વધિ દાઝ ઘણીરે,
આવે કદી અહિં હવે થકં બંધ રાખી,
છોડું નહીં છળ કરે લગ સ્વાદ ચાખી.[1] ૫
છો છેતરી અહિંથિ છેલ ગયો મનેરે,
વાપ્યો મને વિરહ અગ્નિ બધા તનેરે;
એવીજ અગ્નિ અથવા કદિ થોડી હોશે,
આવી નિહાળી નિજ નારિ પછીથિ રોશે. ૬

પારવતી—પ્યારી કહી સરસ વાત હું સારિ પેડે,
સમ્જી ગઈ દુઃખ તું આવું ન કેમ વેડે.
લાલી ન આવવિ પ્રિયે પણ હાંસી થાશે,
જો આ ભમે કયમ રહિજો લઈ પોટકાંને. ૭

કમળા૦—આવી અખાત્રિજ સખી બહુ [2]વિપ્ર આવે;
ભેળા થઈ ઘર ઘણાં ભમિ ધાન્ય લાવે,
માતા થયા મલ સમાંન અરે સખી એ,
અજ્ઞાન તે, ભિખ ન ભુંડિ ગણે દિલેરે. ૮
ઉદ્યોગને પરહરી બહુ સુસ્ત થાતા,
થાતું ન પુન્ય સમજું નિયમો તજાતા;
હું તો ન માનતિ મને પણ શાસ્ત્ર કે જો ?
પૂરી દુઃખી કરતું તુમ પતી મળે જો. ૯
કાલે પ્રિયે ગણપતી તણિ ચોથ આવી,
[3]નૈવેદ્ય મૌદિક કરી જગતી જમાડી,

---

૧ આ છંદ અલી-ભમરાને અને કમળને લાગુ પડે છે. ૨ બ્રાહ્મણ. ૩ લાડુનું નૈવેદ્ય કરી જમાડીને જગતી હતી.

રેરે[1] ગજાનનં કહું વદ ચોથ પે'લાં,
પ્યારો મળે કરિશ લાડુ હું ઘી તળેલા. ૧૦
સૂખી નરો [2]યુવતિ જે રૂતુ ગૈ વસંતે,
નીર્ખી ન, કાગળ લખી કરિ ઠંડિ કંથે,
હાવે રૂતુ નિરગમી કયમ આ શકુંરે,
બાળે [3]બહ્યાંતર મને સખિ શું કરૂં રે. ૧૧
શું ! શંખણી મળિ હશે કદિ એમનેરે,
તો તો ભુલે તુરત એમ મનાય મેંરે;
આ વાત સીદ્ધ કયમ હું ચિતથી કરૂં છું;
દોષે પડું અરર હાય ન કેમ ડરૂ હું ! ૧૨
જો જો પડે બહુ નડે તડકો[4] તનેરે,
જો જો વળી પવનમાં ગરમી ઝરે છે;
જો જીવ જંતુ સઘળાં હરિ હાંગ બેસે,
તાપે પિડાય બહુ બ્યાકુળ દિલડે તે. ૧૩

## ભુજંગી છંદ.

પડે તાપ જેના ભમે જીવજંતુ,
કરે વાસ એક સ્થળે હારિ તંતુ;
અરે આ સમે વાસ છોડિ ભમો ક્યાં,
ગમી ગાળવી કેમ આવી રૂતુ ત્યાં. ૧૪
પડે તાપ આ સખ્ત તેથી પિડાઈ,
ધરે[5] યુવતીઓ ઝિણાં વસ્ત્ર નાહી;
વળી તાપથી મૂખ કર્માયલી રે,
વદી વેણુ આહા ! થતી ગાભરીરે. ૧૫

---

૧ ગણુપતી. ૨ યુવાંન સ્રી. ૩ બહારને અંદર.
૪ શરીરે. ૫ સ્રીઓ,

થતો તાપથી જે પશીનો[1] શરીરે,
છિપી નીકળે અંગ ચોંટેલ ચીરે,
અહીં એમના સાસરેથી હું આવું,
લપેટેલ વસ્ત્રે ખુબી ક્યાં બતાવું. ૧૬
વને આ સમે કો ભમંતા નહીંરે,
ગણે લોક આ વખ્ત સારો નહીંરે;
ઠરી પંખિડા જાત બેસે સજોડે,
પુરી ભાગ્ય હીણી નહીં પીઉ જોડે. ૧૭
જગો પેલિ વીસ્તીર્ણ ખારે ભરેલી,
તપી ખાસ આભાપ રે સીંધુ રેલી;
સગાં સાથમાં ખારિલી હું ગણાઉં,
ગળે કાંચનાને અમસ્તી કુટાઉં. ૧૮
તૃષાતૂર ટોળું મૃગોનું થયેલું,
ભમતું રણે નીર[2] જાણી ગયેલું;
મળ્યું ર્‌વારિનાને મળ્યા પારધી ત્યાં,
(તેમ) કરૂં જે વિચારો થતા તે નકામા. ૧૯
અરે પંથિકો ગામથી જાય ગામે,
પિડે તાપ બેસે તરૂના વિસામે;
મને તાપની છે પિડા પ્રાણ પ્યારી,
ગયો છાંયડો તેથિ પીડાઉ ભારી. ૨૦
ઘણા સખ્ત તાપે કરીને પિડાતાં,
મળે વાયુ ઠંડો ઠરી દીલ જાતાં;
ઘણા સખ્ત તાપે કરીને પિડાઉં,
થઉં થંડી ના ને પુરી હું રિબાઉં. ૨૧
કદી અગ્નિ 'લૂ'ની સહેવાય અંગે,

---

૧ પરસ્વેદ, પરસેવો. ૨ પાણી.

થયો વીહ્નિ અગ્ની અરે તેનિ સંગે;
થયું અંગ આ ખાખ જો 'લૂ' મળીરે,
થઈ મીશ્ર અગ્ની જઉં છું બળીરે. ૨૨
ઘણા તાપથી તો તૃષા થાય કેડે,
પિએ પાંથિઓ પાણિને તાપ ફેડે;
હું તો નાહું છું ને ઘણું પાણિ પીતી,
સમે તાપના ને રહું રોજ બીતી. ૨૩
પિએ પાંણિને ભાવતું તોહ્ય ભાથુ,
સુવે પ્યારિની ગોદમાં મુકિ માથું;
કરે રાજ પૂરોપનું ઉંઘમાં તે,
મુકી ગોદ માથું ન પ્યારો સુતારે. ૨૪
કદી પ્રાણ પ્યારો પિડાયેલ તાપે,
ઘરે આવતો હોય વિશ્રામ માટે;
લઈ વીંજણો છાંટિ[1] ગુલાબવારી,,
થતી વ્હાલિ નાંખી મને નાંખિ મારી.[2] ૨૫
કુવા[3] વાપિકાને વળી જો તળાવે,
ગયાં નીર ઉંડાં વળી તે ગળાવે;
થયો નેત્રનો, કૂપ[4] ખાલી ખરેથી,
ઘણી હું રડું ના ભરાતો નિરેથી. ૨૬
અરેરે સખી સૂર્યનાં તીક્ષ્ણ તીરો,
નથી પ્રીય તેથી થયો છે અધીરો;
નહીં તો સખી એ મને શું સતાવે,
સહુ તીર ભાગી બહુ તે બનાવે. ૨૭
લઇ સર્બતો આપતા સ્નેહથીરે,

---

૧ ગુલાબજળ. ૨ હું વાયરો નાંખી વ્હાલી થતી પણ આતો મને મારી નાંખી ૩ વાવ. ૪ કુવો.

ન લેતા હતું હું પુરા નેહથીરે;
પડયા આજ પ્યારી મને એહ સાંસા;
પિવાનું નથી નાંખવાના નિસાસા. ૨૮
ગમે ના સખી તાંબુલોને [1]સુપારી,
ગમે ના સખી સ્નેહની વાત સારી;
દમે છે સખી જો રમે કામ આતે,
સમે કેમ આ કામ પ્યારા વિના તે. ૨૯

### મંદાક્રાંતા છંદ.

સાયંકાળે પ્રિતમ સહિતે બાગમાં જાઉં બ્હેની,
આવે રૂડી નિરમળ હવા મંદ વાથી મજેની;
ફૂલેલાંરે સરસ ફુલડાં ગોઠવી દીપ ગાળા,
પોઢ્યાં સાથે પ્રિતમ શું! હવે વસંતી વીફે જવાળા. ૩૦
વીલાસીરે નર યુવતિઓ રાત્રિ ગાળે અગાશી,
ગૂલાબીરે નિરમળ હવા--ની મજા લેત ખાસી;
પ્હેરે પ્રીતે પટકુળ ઝિણાં એકને લ્હેજતો લે,
ઉન્મત્તાઈ કરિકરિ મથી વસ્ત્ર પાટૂથિ તોડે. ૩૧
યાતી રાત્રી રમત રમિને કામ ચેષ્ટાથિ કાઢી,
પૂરી રાતી પરમ પ્રિય શું! શાન્તિ માંહે સમાડી;
પ્રાતઃકાળે ગમતનિ જગો છોડવી ના ગમેરે,
રાત્રી નાની ગરમ રૂતુની, નેંણુ નીંદે નમેરે. ૩૨
દા'ડો મોટો દુઃખમય અરે નારિ દા'ડે પુરેરે,
જાતો નારે જીવ દુભવતો કાળજું મારૂં વ્હેરે;
કેની વ્હાલી કયમ કરિ અરે દા'ડલા જાય આરે,
મોટી પીડે પિડિત પુરિ છું તૃપ્તિ તો થાય નારે. ૩૩
દૃષ્ટી લાંબી થઈ જતિ અરે શુન્ય તાપે થકીરે,

---

૧ પાન અને સોપારી.

પ્રાણી સર્વે ગરગ પંવને હાંફતા જો અતીરે:
વ્હાલી નારી ગરમિથિ કરી આકળી હાંફતીરે,
સંભારીને પરગ પ્રિય લે છાતિ સર્સી છતીરે. ૩૧

ધૂપેથારે શિર ધણિ ગણિ વ્હાલથી છત્રિ સાથે,
રાખે પ્યારો વદન ન થવા તેજ ઓછું લગારે.
એ રીતથી ગરગ રૂતુ આ આંહય ગુજારતારે,
ખાઉં ગોથું ઝપાકે ઉઠુંરે યાદ વ્હાલો થતારે. ૩૫

ઉડે છેરે રજ ધણિધણિ વાયુરૂપિ વિચારે.
ધુંધાઈને દિલ ડરિ જતી કાળજું કોર ગારે.
રેરે ભુંડા નિરખ અબળા છાતિની કાચિ છેરે,
માં પિડેરે દિલબર દયા નાવલે છોડિ છેરે. ૩૬

ખેડૂતોએ [૧]ઉરવિ કરિરે પોચિ પાણિ પિવાને,
સ્ત્રીઓ પેચું ગન તન કિધું પ્રાંયને ભેટવાને,
રઝીલી પ્રેમ ગદગત્ત થશે રૂતુ વર્ષા થયેરે,
ઝીલેશું ! આ વિરહિ વનિતા નીર નેંણે ખરેરે. ૩૭

ગૂલાબીરે વળિ અત્તરરે છાંટિને વસ્ત્ર વ્હાલે,
[૩]પ્રેગાધૂરી પરમ પ્રિયને, [૪]ચુમ્બિગ લેતીજ ગાલે,
હાવે ભાવે પરગપ્રિયને, પાસથી છોડતીના.
વીહેં પુરી પરમ પ્રિયને ચક્ષુગી નીખંતીના. ૩૮

ઝેરી જંતુ રજનિ વખતે બ્હાર ફરવા જતારે,
ખાધીખાધી કુગળ વદની જંતુ દેખી જતારે,
બોલીબોલી નિરબળ દિલે ગાભરી નિજ નારી,
સામે આવી પ્રિયકર ગૃહી [૫]આલયે સેજ પ્યારી. ૩૯

ન્હોતો ફડર્યો પણ પતિ દિલે ખાધિ શું ! પ્યારિ મારી,

---

૧ પૃથ્વી ૨ નાહી ૩ પ્રેમમાં ઝપધુરી રહી ગયેલી
૪ ચુંબન ૫ ઘરમાં.

ખાધી ન્હોયે નહિંકર મને કાંણુ લેતું ઉગારિ,
બ્હેની મારી તું નવ હતતો શું! દશા થાત મારી,
મારી નાઠા સમજી ગરતી તુર્ત હે પ્યારિ મારી. ૪૦
આ દુ:ખેથી દુર થઈ દિલે દિલ સખ્ખાવિનેરે,
ક્યારે ભેટું પરમપ્રિયને હાથ રાખી ગળેરે,
પ્યારા મારા ક્યમ મુકી મને પૂર્ણ વિસારિનેરે,
સંભારોને કરમ વળગી આપની નારિનેરે. ૪૧
વ્હાલાનોએ સુખ જરિ અરે શોષ ભારી થયોરે,
પીડાથી હું પડિ ગઇ પિળી પ્રાણ ઘૂમે ઘણોરે,
ધ્રુજે છે આ શરિર સઘળું કાંઇ સુજે ન આજે,
વીર્હાગ્નીથી અરરર મુજને સાપ કાળી તું ખાજે. ૪૨
હે કોલેરા ગજબ કરતો દંપતી જોડ ટાળે,
શામાટે તનડું નવલે ખેઠિ આ આંહ્ય બાળે,
નીસાસા છે પ્રિયતમ તણા આજ આ અંગમાંરે,
ગારે મારે ઝટ તું મુજને 'જૈ ગળું પ્રાણ યારે.' ૪૩
આવું બોલી પ્રિતમ વિરહે પ્રેમિલી ત્યાં પડી રે,
શુદ્ધી ભૂલી મનતન તણી શું! કહું હું ગણીરે,
મોઢે ફીણો નયન નિરરે જાય જાણે નદી આ,
દોડી આવી તુરત સખિ ત્યાં યુક્તિ કીધી વદીના. ૪૪

પારવતી— માલિનિ છંદ.

કમળ નયનિ પ્યારી, કેમ ચક્ષુ ચઢાવે,
હજી ગઇ રતુ પોડી, આગ શું! બીવરાવે,
ગઈ રતુ લઈ ધ્યાને, રોજ રોતી રસીલી,
પણ કરનિ વિચારો, આવશે એજ પીળી. ૪૫
પિળી પડિ ગઈ તું તો, પાત્ર નિસ્તેજ તારાં,
દરદ વધિ પડયું છે. આણું હું વૈદ્ય સારા,

[1]જલદ કરિ ઉપાયો, કષ્ટ તારાં નિવારે.
જલદિ વદ હકીમો [2]નાણુ કે ન હોય વારે. ૪૬

કમળા૦— **નારાચછંદ.**

સખી વદી તું વાક્ય મશ્કરી ભર્યું પુરેપુરં,
ખરેખરો જવાબ આપતાં પુરેપુરી ડરૂં.
મને નથીજ તાવજો ગટાડું [3]ક્વાથથી પ્રિયે,
ગનેજ શર્દિ છે નહીં શું ! ઔષધોથિ જાય એ. ૪૭
શરીર બીગડેલનો ગને વિચાર છે નહીં,
શરીર જાશ થાય શું ! ડરૂં ન હોય હું અહીં;
ગરૂં હું પ્રાણનાથ ગાટ ધાટ તો ધડું નહીં.
વિચાર પ્રાણનાથનો ભજો ગને ન તે અહીં. ૪૮
બળે ટળે ન અંગમાં ભરી અનંગ[4] આપદા,
તણાઉ પ્રેમ પાસમાં મનાઉં મુર્ખ તો સદા,
સખી તું દાઝ જાણુ આજ આ મુખે શું ! નીસર્યું?
ભુલી સખીપણા સ્વભાવ વ્હાલિ આ શું ! તેં કર્યું. ૪૯
વિચારશક્તિ તું ધરી વદી વિચારમાં રમે,
ખરેખરૂંજ કષ્ટ સ્પષ્ટ વીહનું મને દમે,
ગટાડવા તું વીહ કષ્ટને હકીમ આણતી,
હું જાણું તું ગુમાર જાત રે સખી નથી નથી. ૫૦

પારવતી—

વિચારમાં રમ્યું કહે ભુલી તું ભોળિ ભામની,
વિચાર માગી મંજુરી હું 'નાણુ કે ન વારતી',
ભુલી ભલી થઇ અરે, શું ! ક્રોધ કારમો કરી,
ડરાવતી બિજાને આપ ભૂલથી નહીં ડરી. ૫૧

---

૧ તુરત મટે તેવા. ૨ ન આણું કે, આણુતા વારતી નથી. ૩ ઔષધોનો ઉકાળો. ૪ કામાગ્ન.

કમળા—

ભલી સખી તું આપ માફ હું અજાણ બોલતી,
ભુલી હું માગિ મંજુરી દુઃખી દિલે વિસારતી,
ડગેલ કે ડગેલના વિચાર જોતિ પારખું,
જરૂર જાય શીર તોય શીળવ્રત ના ચુકું. ૫૨
સણી કરીતિ માનતા તિથી વિતી ગઇ અને,
ન મેળવ્યા પતી અરે કર્યું શુ ! આ [1]ગજાનને,
[2]શશી ઉગી ગયો અને ગઇ તમામ રાતડી,
બયું શું ! સત્ય [3]સૂરનું, છળાય હાય છાતડી. ૫૩
વિસારિ પ્યારિ આપની વસી રહ્યા વિદેશરે,
ગમેછ કેમ આપને નમેછ છોડ બેશરે,
પછી ટટાર જોઇશે ન આવશેજ ઓહરે,
થશેજ વાર વારિ સીંચવું પુરેપુરૂં પડે. ૫૪
ખરેછ નેત્ર નીર ધીર આપનાર કો નહીં,
પ્રિયે વધારિ પ્રેમ આપનો વસ્યા જઈ કહીં,
દુભાય ના ખમાય હાય આ જીવે જરાય રે,
પ્રિતેમિ પ્રાણનાથ સાથ કેમ ના લિધી મને. ૫૫
ભાવીષ્યમાં લખેલ ખેલ વ્યર્થ કેમ થાય રે,
થનાર વાત થાયને વિચાર જાય કાંયરે;
હજી કપાળ કષ્ટ કેટલાં લખ્યાં ઋપાળરે,
તુંપાળ બાળ[4]અજ્ઞઆ[5]ઋતી ન જો દયાળરે. ૫૬
કરૂં શું ! પ્રાણનાથના જમાડું કયાં કરી જઈ.
લિલોતરી ભરેલ ટોપલા જતા અહીં થઈ;
મનેજ શાક પાક જન્મના થશે શું ! વ્હેરિરે,

---

૧ ગણપતીએ. ૨ ચંદ્રમા ૩ દેવનું. ૪ ન જાણીતું. ૫ કાંમ.

લઈ જતીશું સુંદરી રૂપાળી પાકિ ફરીરે. ૫૭

**ઈંદ્રવજ્રા છંદ.**

કેરી ભરી ટોપલિ સુંદરીરે, પાકેલ છે જોનિ રસે ભરીરે;
વ્હેરી થઈ કેરિ સખી શું! આંહી, કેરી રસેથી ગઈ જો સુકાઈ.૫૮
નારંગિ ઠંડી બહુ વ્હાલિ લાગે, ચૂશે રસીલાં તન તાપ ભાગે;
નારંગિલી હું પિઉડો નથીરે, ચૂશું ખરી તાપ થતો અતીરે.૫૯
લીંબુ ગિંઠા હું કયમ જાઉં ભૂલી, જોની લિંબૂડી ઝુલતી અમૂલી;
શામા અલંકારથિ શોભતીરે, તેવી લિંબૂડી દિલ ક્ષોભતીરે. ૬૦
[1]નાકામની રાયણુ [2]કામનીરે, નાકામ સીતા ફળ [2]કામનીરે,
ના કામ સર્વે ફળ [2]કામનીરે, ભૂલી ભમું દેહ શું! [2]કામનીરે.૬૦
આહા! સખી ઉષ્ણુ રૂતુ ગણાયે, તોએ ચડી પૂર્વથિ મેહ આવે,
વાયૂ થયો બંધ સખીશું! આરે, પક્ષી પશુઓ સ્થળ ખોળતાંરે. ૬૨
રે રે અલી [3]અભ્ર ગયું છવાઇ, વાયૂ વહે જોશથિ ખીજવાઈ,
દેખાય ના મૂખડું જોનિ ત્યાંરે, નારી ભરાયે પિઉ સોડમાંરે. ૬૩
જાણું સખી મેહ થશે અહીંરે, હારીશ હું દીલડું ઠંડથીરે,
આંધી સખી આ નહિં મેહ કાં'વે, વ્યાધી વધારી દિલડું દુભાવે.૬૪
દેખી દિલે દુઃખ વધે વધારે, પ્યારા વિના કષ્ટ ન કો નિવારે,
વારે ઘણું તોય થતું વધારે, પ્યારા વિના કો મન આ સુધારે.૬૫
ધારી શકું ના ઘડિ ધીર્યતારે, કંથ વિનાના થતિ ઠંડતારે,
જાઉં નિહાળી પ્રિય આવતેરે, લાવું ગ્રહી હાથ હું નાથ [4]પેરે.૬૬
લોકો અવાસો નિજ ચાળતાંરે, ટુટેલ કચરો દુર કાઢતાંરે;
આ દેહ[5] ગૃહ તો કચરા થકીરે, પૂરું ભરેલું ખુટતું નથીરે.૬૭

**દોહરો.**

આજ અમાસ થઇ અને, વર્ષા બેસે કાલ;

---

૧ કામ વિનાની. ૨ સ્ત્રી. ૩ આકાશ ૪ રિતિથી.
૫ ઘર.

ઉષ્ણુ કષ્ટથી કાઢીઆ, રૂતુ પકડ જોરે કાળ. ૬૮

## वर्षाऋतु.

### વસંતતિલકા છંદ.

ધારે વિચાર સહુ જુથ્થ જનો તણાંરે;
વર્ષાદ આ વરસમાં કરશે કપારે.
આગે થયાં શકુન લાભ ભરેલ ભારી,
માટે થશે વરસ આ બહુ લાભકારી. ૧
એવી રિતે જન તણાં જુથ સૌ વદંતા;
જોતાજ વાટ વરસાદનિ ભાગ્યવંતા,
આ વાયુ આજ નૈરુત્ય[2]દિશેથિ આવે;
થાતી ઈશાન[3] વિજળી બહુ મેહ લાવે. ૨
આશાડિ પાંચમ દિને થતિ વીજળીરે,
પૂનેમિ ચંદ્ર કદિ વાદળની મહીંરે;
તેમે કદી વદનિ આઠમનોજ હોમે,
આ વર્ષ સર્સ ગણિ હર્ષિત દીલ હોયે.[4] ૩
મંકોડને પિપિલિકા બહુ પાંખવાળી,
બ્હારે જણાય બહુ હર્ષિત તે નિહાળી;
તાપે તપે જમિન સ્વાદ ફરે નિરેથી;

---

૧ યમદુત. ૨ નૈરૂત્ય ખુણામાંથી આવતો પ-વન વરસાદનો કહેવાય છે. ૩ ઈશાન ખુણમાં વીજળી થતી પણ વરસાદની કહેવાય છે. ૫ આશાડ શુદ ૪ ની વીજળી થવી, તે મહીનાની પુનમનો ચંદ્ર વાદળમાં હોય અને તેમજ વદ આઠમનો હોય તો આ વરસ સારૂં જાણી માણસો ખુશી થાય છે,

વર્સુંજ વારિ સગજી હરખે દિસેથી.[1] ૪
પક્ષી સુંયે લઈ મહેનત પૂરમાળા,
થાતુંજ પાખિલવણે ગણુ વૃષ્ટી ચાળા;
પાંખોવડે ચકલિઓ ધુડને ઉછાળે;
હોયે શશી ગગનમાં જળના કુંડાળે.[2]
આકાશમાં ધનુષ મેઘ તણું જણાયે,
વર્પાદ આશ ધરી ખાસ ખુશી જણાવે;
થાયે ઉતાપ તનમાં ગરમી ધણીરે,
દેખાય સૂર્ય, ધડિ વાદળની મહીંરે.[3] ૬
આવંતિ ઉત્તર દિશેથિ ચઢીજ આંધી,
મેહે મહેર કરિ કેડ કસીજ બાંધી;
આવી રિતે બહુ જનો મનશું વિચારે,
વર્પાદ યાદ કરતાં દિલડે વધારે.[4] ૭
વાયુ થયો તુરત બંધ એ ચિન્હ શું ! રે;
આવ્યો ગણું ધડિ મહીં નહિં વાર-તું રે;
જોજે જતો રહિશગાં વરસે ગહીલા,[5]
માણે જનો ગુણ ઘણુા કવિતા થકી આ. ૮

---

૧ મંકોડા, પિપિલિકા.-કીડીઓ પાંખોવાળી બહાર જણાય, જમીન તાપે, તપે અને પાણીનો સ્વાદ ફરે, તો વરસાદ વરસે એમ માને છે. ૨ પક્ષીઓ માળા ગુંથે, મીઠાનું પાણી થાય, અને પાંખોથી ચકલીઓ ધુડ ઉછાળે, અને ચંદ્રમાંના ફરતું જળનું કુડાળું થએલું જણાય. ૩ આકાશમાં મેઘ ધનુષ થાય, શરીરે ઉતાપ અને ગરમી ધણી પડે, ઘડી સુર્ય દેખાયને વળી દેખાય નહીં. ૪ ઉત્તર દિશાથી આંધીચઢી આવે. (આ બધા વરસાદનાં લક્ષણ છે, ૫ સ્ત્રી.

આણે જનો ઘર ગહીં સહુ વસ્તુ જોકે,
પ્યારો અને પ્રિય મજા વરસા [1]વિલોકે;
પક્ષી અને પશુ વળી નહિં બોલતાં કો,
ઉતાવળા થઈ અતી સ્થળ ખોળતાં જો. ૯
શાન્તી સુશાન્તિ સઘળે સ્થળ વ્યાપિ રહી છે,
કાકાકર[2] વાયસ વદી દુઃખ દીલ દે છે;
તેના વડે [3]વરણુ કૃષ્ણુ કર્યું ઋપાળે,
તું નીચ જાત મનડું અમથું પ્રજાળે. ૧૦

ભુજંગી છંદ.

પડેલી પિળી તાપથી જે રસીલી,
અરે આવતો તે કરે નાર લીલી;
તને તૃપ્તિ માટે-લઈ સૈન્ય સારૂં,
વિદેશે ગયો આવતો કંથ વારૂ. ૧૧
મચેલો પુરો કામ અંગે ગચ્યાથી,
બનેલો પુરો વીહૈ વન્હી વધ્યાથી;
ઘરે આવતો હોય ઉતાવળોરે,
અરે આવતો મેહજો આજનોરે. ૧૨
સખી વ્હાલિને લાલ એ લ્હાવથીરે,
મળી ને હળી ભેટશે ભાવથીરે,
વળી આપશે અંત આલિંગનોરે,
પુરો વર્સમેં પ્રીતથી પુર્ણ જોરે. ૧૩
અલી જેમ બોલી અવાસો ગજાવે,
પળી પ્યારિ હોયે સખી સાથ ભાવે,

---

૧ જુએ. ૨ કાગડા. ૩ વરણુ કૃષ્ણુ—કાળો રંગ.
૭, ૧૧ થી ૧૬ સુધી છંદમાં આવતા વરસાદનું વર્ણન છે. તેમાં પૃથ્વી સ્ત્રી ગણેલી છે.

અરે ધૂધવાટા કરીશું ! રહ્યો છે,
નથી આ ગઈ આજ તો આંહ્ય જોછે. ૧૪
અરે રાંડ ગારા સમીજે ફુવેડા,
[1]રતી રાસમાં દીપ રાખે મુવેલો,
રતી કામ છે તેજ તું દાબતોરે,
ચતૂરાઈ તારી ચુસે નાંખતોરે. ૧૫
રતી કાગ આવે જણાયેજ ધીમો,
ગણ્યા કાળમાં ખુંદતો મોટિ સીમો,
થતો બ્હાવરો થાકતો ન્હોય થાકે,
મચે જોશથી ને ડરે ન્હોય હાકે. ૧૬
પ્રિતે પાતળીને લઈ છાતિ સાથે,
રહે ટમ્ ટમીને વળે નોય વાતે,
હસી હેતથી ભેટવા ભાવથીરે,
થતાં હર્ષ ઘેલાં મળ્યાં તે થકીરે,[2]
નથી વસ્ત્ર કાંઈ ઉઘાડાં શરીરે. ૧૭
નિચી નારને નાવલો ઉપરેરે,
હસી હેતથી ભેટતો ભાવથીરે,
પુરો વર્સતો પુર્ણ વીર્હ થકીરે. ૧૮
ઘણા તાપથી તો હતી તે બળેલી,
પતીને મળી આજ તો પ્હેલ વ્હેલી,
થઈ હર્ષ ઘેલી ઘણું પાણિ પીતી,
તજંતી વિવેકો ન રાખંતિ રીતી. ૧૯
થએલી ન દેખી પ્રિતે તૃપ્ત પ્યારી,
હઠાવીજ ધારા કરી કોપ ભારી,

---

૧ કામક્રીડા. ૨ વરસાદથી આકાશ છવાઈ જાય છે તે વખતનું વર્ણન છે.

ફરા રૂપ પૈને પડયો પ્યારી શું ! રે,
હઠીલી વદે હું હવે હારિ છું રે. ૨૦
મહીં વર્ષા વખ્તે થતી વીજળીરે,
નથીરે ખમાતું થકું છું દુઃખીરે,
ચતૂરા તણાં વાક્ય જે મીષ્ટ ભારે,
સુણી રાખતો ધીર ગંભીરતારે. ૨૧
સમાયે ન નેવે નરૂં નીર વ્હેતું,
[1]અહી શ્વેત રંગી પડે ત્યાંહથી શું !
ખરે દ્રવ્યના માટ જાતા પતાળે,
અરે સાચવે વાવરે ન્હોય ભાળે. ૨૨
પુરા કંજુસોની રિતી એ પિછાણો,
કહે વાવરો તો તમે એ શું ! જાણો,
વહે ગર્ધવો ભાર ખેંચી જમીને,
શું છે ભાર, કંજુસ સમ્જે નહીંરે. ૨૩
બનેલી વિયોગે પતી મુર્તિ મેખે,
બિજું કાંઈ આ જગતમાં ન્હોય દેખે,
અરે ઠાંમ ઠાંમે ભરેલી નિરે છે,
અશાન્તિ મને ફક્ત ચક્ષુ નિરે છે. ૨૪
ઘણી ગંદકીએ ભરાયેલ ભામા,
ધકેલી મુકે ગંદકી સવ રામા,
થઈ સ્વચ્છ સ્નેહે સદાયે રમેરે,
હતી સ્વચ્છ સર્વત્ર રૂડી પેરે, ૨૫
સુકેલા શરીરે થયા ખાડ ખાલી,
તળાવો સુકેલાં ગળ્યા વીન આલી,
ભરાઈ ગયાં ને વધી પુર્ણ લાલી.

---

૧ સાપ.

(તેમ આ) વની ન્હોય લાલી થતી જાય કાળી. ૨૬

નદી નાવલાથી રિસાઈ હતીરે,
ખિમી ચાલ છોડીજ દોડી જતીરે;
ઘણી ઘેલિ મેલી ઉછળતી જતીરે,
પતીને પુરા પ્યારથી ભેટતીરે. ૨૭

અરે વખ્ત આ યાદ તે કેમ ના'વે,
પિધું જે મુખે આ [1]લિલામૃત ભાવે;
ખરે[2] વીખ આગે પિએ શું ![3] પિપાસુ.
પિઉં આજ પ્હેલું ખિન્નમાં વિમાસું. ૨૮

વહેણાજ નાના અને તેમ નાળાં,
ભરાઈ વહેતા કરંતા ઉછાળા;
ઉછાળા કરે આ યુવા આજનીરે;
કરું પાંશરી મારિને બાપડીરે. ૨૯

## સાર્દુલ વિક્રિડીત છંદ.

પાક્યાં [4]જમ્બતરૂ અને બહુ બહુ લીલોતરી તો મળે,
પાક્યાં નેત્ર રડી રડી પ્રિયતમા લીલી નથી ઉકળે;
યુવા આ ઉન્મત્ત શીત્ત કરવા ખોળું ઉપાયો ખરા,
ખોળે વૈદ્ય જડે નહીં [5]અવનિમાં પ્યારા વિના [6]હે! હરા. ૩૦

ઓઢી છત્રિ ગુલાબિ લાલ વરણી કાળી રૂપાળી વળી,
જાયે છેલ છકેલ યૂત્રક ઘણા સડકેથિ સાથે મળી;
નીખુ નેહ થકી હું કબ્બુવરણી સૌ, વક્ર દષ્ટી થકી,
સૃષ્ટા ના છબી છેલની મળતિરે, ખોળું ઘણીએ મથી. ૩૧

## માલિનિ છંદ.

નજર કર સખી આ, ડુંગરા દીપતા શા,

---

૧ વરસાદની લીલારૂપિ અમૃત. ૨ ઝેહેર. ૩ તરસ્યો
૪ જાંબુનું વૃક્ષ. ૫ પૃથ્વીમાં. ૬ હે! શીવ વાંકી નજરથી.

ઝટ ઝટ ઝટ આવે, તેમ તે તુર્ત જાતા;
ઝડપ બહુ દિસે છે, આગગાડી શું! હો ના,
રમણિક મન ભાવે, નીર્ખુ શું! નાવલોના. ૩૨
ચમક ચમક થાતી, ચાતુરી ચાલતીરે,
વદન નિરખવાને, શું! [1]નવોઢા જતીરે;
ઘડિક ઘડિક આવી, જાય શર્માઈ શાણી,
ક્યમ પ્રિય મળશેરે, ઘેલછામાં લુંટાણી.[2] ૩૩
અરર ગજબ કર્તી, વ્યાકળી કેમ થાતી,
પુરણ રૂપ પ્રકાશી, તુર્ત તો ભાગિ જાતી.
ડરિ મરૂં હું અહીંઆ, નાવલો કેમ માને,
નરમ ગરમ થાવું, વીઘુતે[3] નાથ સામે. ૩૪
ગડુડુ ગડુડુ ગાજે, ગંભિરાઈ ધરીને,
વળિ વખત વખ્તે, ચીસ પાડે મચીને;
ડરતિ ડરતિ નારી, કંથના કાનમાં કે,
પરમ પ્રિતમ જાગો? કે પુરા નિંદમાંરે. ૩૫
સુસુસુસુસુ કરીને, વાયુ સુસુવાડ દેતો,
ખળભળિ ઘર જાશે, કે ઉજાડે જે એતો;
ત્યમ અહિં મુજનેરે, વાયુ રૂપી વિચારો,
દરદ ઉપર દર્દો,—નો થતો જો વધારો. ૩૬
ખરર ખરર પડતાં, ધીંગ લેઈ જમીને,
જીરણુ[4] ઘર વદાવે, હાય મૂવાં અરેરે;
સરવ વસતુ જાયે, પાણિ માંહે તણાયે,
નર [5]યુવતિ સજોડે, દોડિને આણતાંએ. ૩૭
દિવસ ઉપર દિવસો, જાય વર્ષાદનારે,

---

૧ તુરતની પરણી આણેલી સ્ત્રી. ૨ ૩૩ થી ૩૪ સુધી વિજળી ઉપર છે. ૩ વીજળી. ૪ જુનાં ઘર. ૫ સ્ત્રી.

રવિ કિરણ જરાએ, ના જણાયેજ જ્હારે;
પડુ પડુ ઘર થાતાં, નીર્ખિએ પાણિ પાણી,
રજનિ દિવસ વર્સે, હેલિ[1] આકર્તિ હાની. ૩૮
જરૂર નથિ વધારે, થાય ત્યાંહી વધારે,
જરૂર ઘણિ જહીં છે, થાય ત્યાંહી લગારે;
નિયગિત વરસે ના, એક રીતી ન રાખે,
નિયમિત નવ કાંમી, તેમ આએ જણાયે. ૩૯
જળથિ પુરણ ક્ષેત્રાર[2], જાય છલ્કાઈ ફાટી,
જલધિ[3] મુજબ ભાસે, હર્ષ ઉભરાય છાતી;
નિરખ નયનથી આ, શું! મજા આજની છે,
વિરહણિ અબળાને, દુઃખની ક્યાં કમી છે. ૪૦
સરસ રૂતુ મહીંરે, નારિને રે વિસારી,
પરભવન ગમ્યું શું! હેત હૈયેથિ હારી;
મુજ ભવન ક્યું હા, વેંણુ આવાં વદુ છું,
દલગિરિ નથિ થાતી, કેમ કાળાં કરૂં છું. ૪૧

## શિખરણિ છંદ.

અહો! શોભીતો આ, [4]મયુર મત્ત થૈ આજ ટઉકે-
જગાડે કામાગ્ની, રસિક નર નારીજ રમુજે-
રમે રંગેથી રે, હસિ મચિ જગાડે [5]મદનને,
રમું શું રંગેથી, પ્રિયતમ વિના કાંઈ ન ગમે. ૪૨
તળાવે [6]દર્દુરો, સમુહ મળિ સાથેથિ વદતા,
ડરાં ડ્રાં ડ્રાં ડ્રાં ડ્રાં, ડરિ મરૂં દિલે બંધ ન થતા,
ટરેલું ના પાણી, જળચર દિસેછેજ તરતાં,
ભમે આડા ભોળી, જળકુકડિ મારેજ ડુબકાં. ૪૩

---

૧ હેલી—ઘણા દિવસ વરસાદ રેહેતો નથી તેને કહે છે. ૨ ખેતર. ૩ સમુદ્ર. ૪ મોર. ૫ કામદેવને. ૬ દેડકાં.

બપૈયા બોલંતા, પિઉ પિઉ કરી સ્મૃતિ વધતી,
જતી ભૂલી ના હું, સરસ પિઉ' શબ્દોજ રટતી,
મધૂરા શબ્દેથી, મનહરિ લિધું હાય ડરતી.
કુહૂ કુહૂ બોલી, [1]પિક પિડિત આ અંગ કરતી. ૪૪
અરે આ અધારી, તમ તમ વદે તેમ તમરાં,
સુણી એવા શબ્દો, તમર ચડતી કેમ ન મર્યાં,
અહંકારી પૂરા, અતિશય ભમે તેમ ભમરા,
કરે ગુંજારવ એ, દુઃખિયણુ દિલે દુઃખ પ્રબળા. ૪૫
પતંગો [2]પાવકમાં, ડર રહિત પ્રેમેથિ પડતાં,
જતાં જીવેથી એ, તરફડિ મરે તોય તડતા,
પ્રિતીની રીતીએ, શરિર તજતાં શોક ન કરે,
પડી જૂદી તો એ, શરિર અહિં તો સાચવું અરે. ૪૬
અહો આ આગીઆ, [3]તિવર તનખા ખાખ કરતા,
રતાશેથી ઓછું, પણ શરિરને પુર્ણ દમતા,
મતા ઓછી આમાં, દમડિ મુલ આનું નવ કરે,
કરે કીધેલું તે, પટરૂપ કરી અંગજ ધરે,
[4]ધરેથી ભાગેલી, પતિ રહિત ઘેલી ટળવળે,
વળેલી આવેલી, પરમ પ્રિય મ્હેલી જઈ બળે,
બળેલી નો બેલી, મદન શર મેલી વહી ગયે,
ગયેલી બીધેલી, કયમ જઈજ મેલી તન ધરે. ૪૭
**હમેશાં 'રો' ત્યારે નિરબળ અરે આજ અબળા,**
**હમેશાં 'રો' ત્યારે નિરબળ અરે આ જય બળા,**
**વદેલાં આ વેણો, કયમ ભુલિ ગયા આપ મનથી,**
**નમેલાં આ નેણો, ત્યમ ફુલિ થયા તાપ તનથી ૪૮**

---

૧ કોયલ. ૨ અગ્નીમાં. ૩ તિવ્ર-ઝીણા. ૪ ધરૈ જેના ઉપર ગાડાનો આધાર હોય છે તે,

## ઉપેંદ્રવજ્રા છંદ.

[1]ધરા લિલા ઘાસ થકી છવાઈ, લિલી રૂડી ચુંદડિ ઓઢિ આંહી;
બુટા રૂડા છે જળ ખાબડાના, શું! શોભતી આજ અહીં મહીલા.૪૯
ચરે તહીં જાનવરો થતાં રે, ખુશી ઘણાં, [2]આર્તથિ મુક્તતા રે,
જનો જતાં જોઈ થતાંજ વાંકાં, શિશુ કુદે ગેલ કરે ઘણાં ત્યાં. ૫૦
લત્તા હતી આજ સુધી ઉઘાડી, પટો પહેરી થઈ આજ લાડી,
તરૂ તમાંમો બનિઆંજ લીલાં, લિલી બની ના સહુ ગાત્ર ઢીલાં.૫૧
વિંટાઈ વેલી દઈ આંબળોરે—વૃક્ષે થકી હર્ષ ચડયો ઘણોરે,
ઘણો મને હર્ષ થતો, ઘવાઈ–જઉં ઘણી પ્રીય નહીં વિંટાઈ. ૫૨
જણાય છેટે [3]નગ આભશુંરે, વિનોદ કર્ત્તા મનથીજ પૂરે,
જણાય ગોટા બહુ [4]ધુમ્રનોરે, અહા મગ્ન આજનિ શુંય જોરે.૫૩
ગિરીપરે તો [5]જળપાત ભારે, ઘણું જણાતું નિર જાય ત્યારે,
વહુ ઘણું વારિજ ઠામ ઠામે, થઈ [6]શીખો વાદળિ રંગનીએ. ૫૪
[7]સિન્ધુ થયો શાન્ત સ્વરૂપ આજે, ગર્મી થઈ શાન્ત ભરી સદાજે,
થયો ન શાન્તી [8]મનમથ્ય આજે, ગર્મી ગઈ ગર્મી રગે બિરાજે.૫૫
થયાં અળશીયાં અતિશેજ પોપો, વધી ઘણી એ ત્યમ [9]ઇંદ્રિ ગોપો,
ઉગેલ માંગ્નરિ તણાજ ટોપો, ઉગેલ લીલો કરમાય રોપો. ૫૬

### દોહરો.

સર્વ રસિક નર નારિઓ, દિન દિન ખેલ નવીન,
ખેલે આ વખતે ખસુસ, થાય લ્હેરમાં લીન. ૫૭

### ઈંદ્રવજ્રા છંદ.

નારી નરો આજ હિંચે હિંચોળે, વાર્તા વિનોદે મનડું ઝલોળે,
માણી ન મોજે મન માંનતીરે, બ્હાલી રૂતુ આ વરષા જતીરે.૫૮

---

૧ પૃથ્વી. ૨ દુઃખથી મુક્ત થયેલાં. ૩ પર્વત. ૪ ધુમાડાનો. ૫.વરસાદનું ઘણું વરસવું. ૬ શીખ્ખરો. ૭ દરિઓ. ૮ કાંમદેવ. ૯ ગોકળગાય.

સારંગી રંગીલિ સતાર સારો, વ્હાલે વજાડે મુજ પ્રાણ પ્યારો;
ગાતી ઝિણેથી સ્વર કાઢતીરે, વ્હાલી રૂતુ આ વરષા જતીરે. ૬૦
મલ્હાર રૂડો મન માનતોરે, આજે મને પ્રિય ન લાગતોરે;
રાગો અને રાગણિઓ થતીરે, વ્હાલી રૂતુ આ વરષા જતીરે.૬૧
વંઆદની હોય ઝડિ વધારે, હોયે ઉનોનાં પટ અંગમાંરે;
કારી અને ચાહ પિધા નહીંરે, વ્હાલી રૂતુ આ વરષા જતીરે.૬૨
બેસી નિરાંતે લઇ ગંજીફોરે, ખેલ્યા ન પત્તાં પરિપુર્ણ જોરે;
હારી હરાવી બહુ બોલતીરે, વ્હાલી રૂતુ આ વરષા જતીરે. ૬૩
ખેલી ન બાજી ખુબ હોંશ લાવી,શેત્રંજ તેમે નવરે મચાવી;
મારી મરાવી નવ સોગટીરે, વ્હાલી રૂતુ આ વરષા જતીરે. ૬૪
મેળા ભરાતા જન આવતાંરે, નારી નરો હર્ષથિ ત્યાં જતાંરે;
પ્હેરી રૂડાં વસ્ત્ર તહીં જતીરે, વ્હાલી રૂતુ આ વરષા જતીરે.૬૫
વાડી વછીઆ લઇ ગાડી સારી, કીધી ઉજાણી નવ ઓંણ નારી;
હાસ્યાનને[1] નાર શું ! શોભતી, વ્હાલી રૂતુ આ વરષા જતીરે.૬૬
ચંપેલી વેલો વળિ દ્રાક્ષનોરે, અર્જુનને છે વન કેશરોરે;
ગુલાબ જાસુદ શું ગંધશીરે, વ્હાલી રૂતુ આ વરષા જતીરે. ૬૭
ખીલ્યા બફૂલો કંદમો ઘણારે, ફૂલો ફુલેલાં શું ! અગસ્તનારે;
શોભા વસીના મનથી જતીરે, વ્હાલી રૂતુ આ વરષા જતીરે.૬૮
હોજે ફુવારા છુટતીજ ધારા; જાણે થતો આ વરષાદ પ્યારા;
શું ! યાદ એ હું નહિ આવતીરે,વ્હાલી રૂતુ આ વરષા જતીરે.૬૯
પાણી છુટંતુ પડતુ ધરોમાં, મોતી મહામુલ્ય તણા પડયા ત્યાં,
આહા ! હા શું ! શુભ આવતીરે, વ્હાલી રૂતુ આ વરષા જતીરે.૭૦
પાણી મહીં જે પડતાં ટિપાંરે, થાતુ કુંડાળુ વિખરાઇ જાતાંરે;
જાશે જવાની રહેલી નથીરે, વ્હાલી રૂતુ આ વરષા જતીરે. ૭૧
એવું વદીને પડિ પ્રેમ ઘેલી, જાણે પડી નાર ભુતે બિયેલી;

---

૧ હસ્તા મુખે.

દોડી સખી તુર્ત ઉપાય માટે, બોલાવતી ત્યાં વિધવીધ ધાટે. ૭૨

## शरद् रुतु.

### વસંતતિલકા છંદ.

જા તું શરીર જગમાંથિ જરૂર આજે,
દાસી તણી અરજ સાંભળિ તુર્ત ધાજે;
વાગેલ ઘાવ દિલ દર્દ નહીં રૂઝાતું,
ઓ પ્રાણનાથ ! તુજ શું કયમ ના મળાતું. ૧
એવું વદી પડિ ગયેલજ પ્રેમદાને,
ધીરે રહી ધિરજ દેઈ ઉઠાડવાને;
યુક્તી પ્રયુક્તિ કરિ આંખ ઉઘાડવાને,
રે ! બોલિ પારવતિ ત્યાંહિ જગાડવાને. ૨
છાંટયુ ગુલાબજળ આંખ ઉઘાડવાને,
પંખા વડે પવન લાગિ ઉડાડવાને;
તોએ નહીં નયનનાં પડ ફેરવ્યાંરે,
બોલી, નવાઈ નિરખે અહિં આવિયારે. ૩

### પ્લવંગમ છંદ.

આવ્યા શું ! પ્રાણેશ, એવું કહી ઉછળી,
જાણિ ભુજમાં શ્યામ, સખિ સ્નેહે મળી;
ખોલ્યાં નેત્ર વિશાળ, દિસે નિરખી ડરી,
વ્હાલી મારી મને, કિધિ મારી મશ્કરી. ૪
ડસ્યો ના કામ સાપ, બાપ વલખાં ગને,
દેખું આવાં દુઃખ, વેઠું ના આ તને;
તાપ તનડે હમેશ, વેશ વિધવા તણાં,
કોને કહુ હું કષ્ટ, ધવાઈ પડયાં ઘણાં. ૫

પારવતી—

### સંજુક્તા છંદ.

ભલિ થૈ ભુલી ભગવાનને, ભમતી સદા ભ્રમણા મને;

તન તાપ તેથિ નહીં ટળે, મન અગ્નિથી અધિકું બળે. ૬

કમળાગૌરી—

ભગવાંન ભક્તિ ભુલી નથી, હૃદયે મને વિસર્યા નથી;
ભ્રમણા થકી ન ભુલી જતી, કહું સત્ય માન તું હે સતી.૭
જપમાળ જપતી દિન નિશા, નિરખું સદા જમણી દિશા;
સમજું સદૈવ શિરોમણી, [પણ] દલગીર થાઉં દિસે ઘણી.૮
ભગવાંન કેમ ભુલી મને, ભમતા ભમે જઈ કો કને;
કયમ યાદના કરતા અલી, પણ પુરૂપ છે, જો આ વળી. ૯
પલટી રૂતુ પળવારમાં, શરદે સવારિ સવારમાં;
વરષા[1] વિતિ, ખટ માસરે, શરદે મળે શું ! સ્યામરે. ૧૦

ગીતિ છંદ.

જહાજોર[2] ઝબોળનારો, ઝાઝા પવને થતો જતો ઝાઝો;
ઉન્મત્તાઈ તજીને, થયો શાન્ત આ જલધીને 'વા'જો. ૧૧
ડ્રાં ડ્રાં ડ્રાંની ધ્વનિથી, નીર તણી શમશાને કરનારા;
દેખાતા ના [3]દર્દુર, શાન્ત થયા શું ! જળના રહેનારા.૧૨
જાપ જપતો જીવ્હા, પિઉ પિઉ તણા પુકાર કરતોરે;
સુહામણા શબ્દોનો, [4]ચાતક આતક નહીં દિસતોરે. ૧૩
વરસંતા વરસાદે, કરિ ટહુકારા વધારતો તાનો;
કરે કળા કો કાજે, કેમ [5]કલાપી રહ્યો હવે છાનો. ૧૪
ઘડિ ઘડિ ગાજંતોરે, શાન્ત થયો વરસાદ અરે વ્હાલી;
ઈંદ્રચાપ[6] પણ અટક્યું, અટકી અબળા તણી યુવા આલી.૧૫
મેલીને ઘેલીરે, [7]સરિતાને સ્ત્રી તરંગથી તાતી;
પતિ મળવાને પ્રેમે, [8]ત્વરિતતાથી હવે નહીં જાતી. ૧૬

---

૧ વર્ષા રૂતુ ગઈ અને છ માસ પણ ગયા. ૨ વ્હાણ. ૩ મેડક. ૪ બપૈઓ. ૫ મોર. ૬ મેઘધનુષ્ય. ૭ નદી. ૮ ઉતાવળથી.

ડાહ્યાં ડગાવનારો, દેખાતો નવ ડરે નહીં દિસે:
તે પણ શાન્ત થયો છે, કાંમદેવ જે ઘણાંકને કનડે. ૧૭
નર નારી પશુ પક્ષી, વિહ્વળ ચીત્ત હતાં વીખરેલાં;
શાન્ત થયાં સૌ શાણાં, ભાગ્યહિણીનાં ભવિષ્ય ભુંશેલાં.૧૮

**વંશસ્થ છંદ.**

ભવિષ્ય ભુંશેલ ગણાય ભામની,
બન્યાં સહુ શાન્ત ન શાન્ત હું બની;
બની ખરી આન બનાવવી પડે,
અરે રૂતુ આ મુજને ઘણી નડે. ૧૯
ઘટા જણાતી સ્થિર વાદળા તણી,
જતાં જણાતાં [1]નભમાં કદી કદી;
[2]સુઆસમાંની પટ પે'રીને સતી,
રૂડા [3]બુટા શ્વેત મહીં થકી જતી. ૨૦
પિળી જણાતી પટ કોર પાલવે,
જતી રહી જીવ મુંઝાય છે હવે;
લિલા અરે ઈશ્વિરની લુંટાય છે,
પતી વિના આ સતિ તો પિડાય છે. ૨૧
દિનો જણાતા હિન તેજ આજના;
જણાય તેડાં વળિ વૈદ્યરાજના;
થતી શરીરે પિડ આ રૂતુ મહીં,
ન વૈદ્ય મારો અબળા હવે નહીં. ૨૨
વિદેશમાં આ સમયે તમે વસ્યા,
થઈ બુરી આ અબળા તણી દશા;
ભલે ભમો લાજમ આપને નહીં,

૧ આકાશમાં. ૨ સારૂં આસમાની રંગનું. ૩ ધોળા બુટ્ટા—સફેદ ધાબા.

પડી રહે એકલિ આ જુદી અહીં. ૨૩
ભમો કદાપી ધન કાજ આજરે,
થશે ન એમે કદિ એકઠું અરે;
પ્રિતે પધારો પ્રિય પ્રાણનાથરે,
જમી રહીશું જવ જાર સાથરે. ૨૪
કદાચ હોશો યશનાં ભુખાળવા.
મળ્યાથિ [1]સંતુષ્ટ થશો [2]કૃપાર્ણવા;
ન તૃપ્તિ[3] તૃસ્ણા કદિ પામતી પતી,
વધી જતી વેગ ભરી અતી ગતી. ૨૫
જુઓ જરા [4]પદમ પ્રિતીજ જન્મતી,
ખુશી સહુ કોઇ રૂડી લખી રતી;
જુએ ઝિણે જુથ્થ મળી ઘણાં ઘણાં,
વિકાસતાં મુખ વિલાસિયો તણાં. ૨૬
તળાવ વારે નિર સ્વચ્છ દીસતાં,
વિયોગણીને સહુ શુન્ય ભાષતાં;
યતી લહેરો [5]સર તેમ શોષતાં,
ખરા સ્વભાવે ખમતી ઘણા ખતા. ૨૭
ફિલાસિઓ તો [6]તટ પાસ બેસતાં,
સરોજ[7] વારી મહિરે નિહાળતાં;
ખુશી લેતાં ખેલ કરે નવા નવા,
રડે બિચારી અબળા હમેશ ત્યાં. ૩૮
રડે પડે છોળ થકી છણાય છે,
ન ધીર્ય દે મશ્કરિ આ મનાય છે;
કહાં જઉં ત્યાં અમથી કુટાઉછું,

૧ સંતોષ. ૨ કૃપાસાગર. ૩ લોભ. ૪ કમળ. ૫ તીર.
૧ તીર–કાંઠે, ૨ કમળ.

ખરૂં કહું ક્યાં ખિલતી ખુટાઉછું. ૨૯
પડે વળી રાત્રિ વિષે[1] તુષારરે,
ભરાય મોતી [2]તૃણ એ વભાપરે;
પ્રભાત કાળે સહુ શુન્ય થાય છે,
ભિક્ષામૃતો આજ પિપાસુ પાય છે. ૩૦
પડે દહાડે વળિ આજ તાપરે,
નિશા વિષે શીત્ત સમીર વાયરે;
દિને દિને ગ્રીષ્મ તણી થતી ગતી,
નિશા વિષે શીત્ત રૂતુ વહી જતી. ૩૧

### તોટક છંદ.

રવી અસ્ત થતાં કિરણો ઢળતાં, નભમાં નવલા બહુ રંગ થતા;
જન શોક સશોક સહુ હરતા, સુમનોહર લ્હેર મહીં તરતા. ૩૨
રવિ અસ્ત થતાં સજતો સમતા, કિરણો વિનયેથિ મુકે નમતાં;
કરૂણા ઉપજે બહુ નમ્ર થતો, પડતી સ્થિતિની રિત દાખવતો. ૩૩
ખિલતી ખુબ સાંજ સફેદ વળી, વિરહી વનિતા દિલ જાય દળી;
દિપમાળ નિહાળ શું! દેવળની, થતિ આરતિ [3]ભારતિનીજ ભલી ૩૪
ઘન ઘંટ અને ઘડિઆળ તણા, ઘણકાર સ્વરો વળિ થાય ઘણા;
બહુ નાર અને નર જાય વળ્યાં, ઉપજે ઉરમાં અતિ મોજ મજા. ૩૫
પછિ શસ્ત્ર સજી લડવા પડતો, [4]શશિ શસ્ત્ર ચલાવિ શરે વિંધતો;
વિરહી જનશું! રણ આખડતો, કરિ મુર્છિત હર્ષિત થાય છતો. ૩૬
મન આકુળ વ્યાકુળતા કરતો, જીભ જાપ જુદાઈ તણો જપતો;
કિરણો શિત્ત આ વખતે કરતો, શરમેલિ વિયોગણિ સંહરતો. ૩૭
વિરહી નર [5]યુવતિ આ રજની, ન ગુમાવિ શકે શશિને નિરખી;
નિરખે ઢળિ તે પડતાં ધરણી, પ્રિય પ્રિય રટે કરિશું કરણી. ૩૮
સરવે દુ:ખને દુર તે કરતો, બહુ મંદ ગતિથી સમીર થતો;

---

૧ ઝાકળ. ૨ ઘાસ. ૩ સરસ્વતીની. ૪ ચંદ્રમા. ૫ સ્ત્રી.

વિરહાનળને કરતો વધતો, ન ખુઝાય મુંઝાય જતો ધધતો. ૩૯
શરદે મરદે મન માનતીરે, કરિ મોજ મઝા બહુ [1]જાગનીરે;
'પ્રિય અગ્નિ અતી' ઝટ ઝૂલતિરે, રસિલો ફુલતો પછિ ફુલતિરે.૪૦
ફુલતી ફુલ સેજ બિછાવતિરે, રગદોળિ કરે રસથી ભિનિરે;
[2]પરશ્વેદ થતો નવ ખેદ થતો, [3]મહિલા મુકિ અન્ય નહીં મથતો.૪૧
શરદે હૃદયે નવ લાજ ધરે, રજની વિતિ જાય ન પામ્મી ફરે;
અબળા પ્રબળા મદનેથિ મચે, અતિ મસ્તિ કરે નવ અન્ન પચે.૪૨
સ્તન છે ઘટ સુંદર આકૃતિના, વળિ ઓષ્ટ લલીત અતી વૃતિના;
મુખ ચંદ્ર સમું ચિતની ચપળા, રતિ કાર્ય સમે ન ગમે નબળા.૪૩
ફુલતાં ફુલ બાગ અથાગ ફરે, વરને વહુવાર વિહાર કરે;
શણગાર વડે [4]રસનાથિ લિલાં, હસતાં રમતાં મચતાં હલિલાં. ૪૪
સ્તન [5]યુગ્મ પરે કસતા [6]કમખે, વળિ હાર સુપુષ્પ તણા લટકે;
અરધા [7]વસને શરિરે ખિલતી, [8]અલકે લટ છુટિ પતી રમતી.૪૫

## ઉપેંદ્રવજ્રા છંદ.

વનો વધેલાં બહુ શ્વેત સારાં, નવા તરૂ પલ્લવ પીન[9] પ્યારા;
તમાંમ સારાં પણ દોષ વાળાં, પતી સહીતે નવ એ નિહાળ્યાં.૪૬
અને વળી દર્ભજ કાસ પાકે, રૂડા સુરસ્તા નવ પાંથિ થાકે;
ચડે રૂતુ આ રસતો અનાજે, ચડે રૂતુના રસ આંહ્ય આજે. ૪૭
હુડા હુડા ગોફણથી ગલોલા, કહી કરે [10]કર્ષક કોક ઝોળા;
બનાવતા રક્ષક ધાસનારે, રહ્યા અરે આ નવ કામનારે. ૪૮
જણાય પાકેલ રસાળિ [11]શાલો, જણાય પાકેલ ન પાસ લાલો,
અરે બિચારી બિગડે નકામી, ન ધીર્ય દેનાર દયાળુ સ્વામી. ૪૯
થતા વળી ડાંસજ માંસ ચૂશે, રડે અહીં અશ્રુ ન કોઈ લુસે;
છમીલડા મચ્છર હાનિ માંહે—સુવે સુખી થાય.-ન કાંય આંહે. ૫૦

---

૧ રાત્રી. ૨ પરસેવો. ૩સ્ત્રી. ૪ જીભથી ૫ બે. ૬ કસુકી. ૭ કપડે. ૮ ઓટસે. ૯ ધાડાં. ૧૦ ખેડુત ૧૧ ડાંગર.

### ઇંદ્રવજ્રા છંદ.

શ્રાધો સરાવ્યાં રારારા તણા ના, વીપ્રો જમાડ્યા નવ આંગણામાં:
આપી ન દક્ષણા બહુ હર્ષથીરે, માણી ન મોજો મન માંનતીરે. ૫૧
શ્રંગાર સારા અતી ઓપતારે, પ્હેરી શિરે લૈ ગરબા જતારે;
ગાતા ફરીને બહુ ફુદડીરે, માણી ન મોજો મન માંનતીરે. ૫૨
હાંશી હતી હું બહુરે હઠીલા, મેલી પધાર્યા મનથી મહીલા;
સાચું કહુ આ રતુ સાલતીરે, માણી ન મોજો મન માનતીરે. ૫૩
ભૂલી ભમું છું દશરા ગયાછે, કો'ને પતી સ્ત્રી પતિ વીન ક્યાં છે?
આવું કરો એવું ન જાણતીરે, માણી ન મોજો મન માનતીરે. ૫૪
આવી દિવાળી દિલનો દિવોરે, હો પ્યારિ મારી ઘણું એ જીવોરે;
દેજો ઘણી ધીરજ ના લવેરે, ઓ વ્હાલી મારી જઉં છું હવેરે ૫૫
એવું કહેતાં અટકાવતીરે; બોલી સખી ત્યાં બહુ સ્નેહથી રે;
આવા વિચારો થકિ તું વધારે, ધાના બિજા ધા કુવિચારનારે. ૫૬

---

# હેમન્ત ઋતુ.

### વસંત તિલકા છંદ.

કમળાગૌરી—આવા વિચાર થકિ હું નહિ આથડુંરે,
આવા વિચાર થકિ હું રડુ ના પડુંરે.
સાલે મને વિરહ વન્હિ[1] અહીં વધારે,

---

૧ અગ્નિએ.

તેથી કરૂં વિરહ વન્હિ તણી કથારે. ૧

ભાવેથી ભક્ત જન એ કવિતા કથેરે,
જૂદાઈ જવાળ વખતે જીભથી જપેરે;
ગૂમાવશે વખત વાંચિ વિવેકશી રે,
વ્હાલી સખી નથિ કરી કુવિચારથીરે. ૨

## અનુષ્ટુપ છંદ.

ગઈ શર્દ રૂતુ શ્યામા, આવી હેમન્તરે હવે;
સુખી દા'ડા શિઆળાના, બાળા બળતી ત્યાં દવે. ૩

## વસંતતિલકા છંદ.

અંગે અનંગ વધતો મનરે મજામાં.
સ્નેહે કરી નિરગમે દિન આ રૂતુના;
ખીલી રહે મન અને ખિલતી યુવાની,
હેમન્તમાં વિરહિણી દિલડે દિવાની. ૪

ભાવેજ ભોજન ઉંના વળિ તે રૂચેછે,
ખાંતે થકી જમણ તે જમતાં ખુચેછે;
સાથે રહી પ્રિય પ્રિયા જમણો જમેછે,
આગે ભરી ઉર મહીં અબળા રૂએછે. ૫

નારી વિયોગી દિવસે દિવસે ઘટેરે,
તેમે દિનોજ દિવસે દિવસે ઘટેરે;
ગાંજે ન ઉંટ મદથી બહુ વાર ગાજે,
કંદર્પ કામનિ તણો ધુધુધૂ અવાજે. ૬

નાની થતી જતિ હમેશ શરીરથીરે,

સુદ્ધી સફાઈ કદિ કો વખતે જતીરે;
ઘેલું વદે ઘણું ઘણું ઘુમતી ઘણીરે,
તૈયાર માલ મિલકત બની હણીરે. ૭

પ્રીતી પ્રવાહ તણિ લ્હેર જતી વધંતી,
આ રાત્રિ તેમ દિવસે દિવસે વધંતી;
જાણું થયો વખત અલ્પ ગુજારવોરે,
આવે ન ઉંઘ બહુ થાય ઉજાગરોરે. ૮

હેમન્ત માંહ ઉપજે રતિ રાગ ક્ષુધા,
પીપાસુ પાંન કરતાં પ્રિયે ઓષ્ટ[1] [2]સુધા;
સૂધા હળાહળ થઇ વિષના સમાને,
સૂંધા રહે હૃદયમાં અહિં આજ છાંને. ૯

ઝીણા જીવો ઘટિ ગયા, કચરો ઘટયોરે,
રોગી તણો સરવ રોગ હવે હડયોરે,
અંગે સુરંગ સઘળાં સૂખડાં સમારે,
આરોગિનો સરવ રોગ થયો વધારે. ૧૦

આવે અનાજ ઘરમાં સુખ પ્રૌઢ થાતુ,
કંગાળ લોક નહિં આજ હવે રિબાતું;
વ્યાપારિ લોક પરદેશ જતા જણાતા,
વ્યાપારિ ચીજ લઈ ચાતુર ઘેર જાતા. ૧૧

મોટા ગૃહસ્થ [3]અટનો કરતા જણાતા,
મોટા વિચારપર મૂલકના જણાતા;
સાહેબથી ગરિબ લોક બહુ ઘવાતાં,
વેઠે કરાવિ નિજ કાંમ થતાજ [4]તાતા. ૧૨

---

૧ હોઠ ૨ અમૃત. ૩ ફરતા મુસાફરી. ૪ ક્રોધાધીન.

વાયુ વહે શિતળ પાણિ હરી જતુંરે,
વાયુ અને નિર ભણી મન ના થતુંરે;
ગર્મી વડે વિરહણી બળતી સદાયે,
જાપો જપે જીભથિ શે પતિને મળાયે. ૧૩

ભાનુ ઉગ્યા અવલ પૃથ્વિ ભરી તુષારે,
સુર્યોદયે સરવ ઝાકળ જાય ક્યાંરે;
આ ઐશ્વરી અગમ જ્ઞાન લિલા નિહાળી,
લીલા થતા મનસુખા મનના સખાળી. ૧૪

વંઝા સ્ત્રિને પ્રસવ પુત્ર થતાં ખુશાલી,
ઉત્પન્ન થાય ત્યમ થાય રવી નિહાળી;
પ્રાતઃસમે કિરણ કોડ વધારતાં રે,
વીહીં સ્ત્રિને પણ શરો સમ લાગતા રે. ૧૫

ઉન્મદ પંચ શરનેજ પ્રબોધતોરે,
વાયુ વહે શિતળ શીત્ત પ્રસારતોરે;
સ્હેવાયના શરિર [૧]પ્રોષિત ભર્તુકાથી,
બાંધ્યો મદોન્મત અવાસ મહીંજ હાથી. ૧૬

સુગંધ ચંદનનું તૈલ ધરી શરીરે,
પ્હેરી પટો સરસ ચાલતિ ચાલ ધીરે;
પ્રીતે પતીશુ! રતિ માટ જતી નવોઢા[૨],
છાંડે છકી શરમ છે મદનેથિ પ્રૌઢા. ૧૭

હાસ્યા વિનોદે ભરિ વાત કરીજ વ્હાલે,
[૩]આરક્ત થાય [૪]મનમથ્થ તણીજ જવાળે;

---

૧ વિયોગણી ૨ નવી પરણી આણેલી સ્ત્રિ ૩ રાતુ.
૪ કામદેવ.

રાત્રો લડી લડત થાકથિ ઉંઘતાંરે,
પ્રાતઃસમે શરિર સાચવિ ઉઠતાંરે. ૧૮

સીથીળરે સમિર વાય ગુલાબિ ગારે,
સૈયા થકી ઉઠવું ના ગમતુ સવારે;
ઉઠે રૂઠે પ્રભુજી એમ પ્રમાણતીરે,
ચીત્તે ચતૂર થઇ ગાભરિ ચાલતીરે. ૧૯

પીળી પડેલ ભરયૌવનમાં તજેલી,
રાત્રી સમે મદન બાણ વડે વિંધેલી;
એવી વિયોગણિ તણો સ્વરરે વિલાપી,
સૂણે ન થાય કરૂણા નહી કોઈ પાપી. ૨૦

પોતાનિ આશપરિ પુર્ણ થવાજ કાજે,
ચાલી જતી સાત. ઘણી રતિકાજ આજે;
પ્રીતે રમે પણ રામે નહિ કામ વારૂ,
આવા દિનો વિરહમાં અમથા ગુજારૂં. ૨૧

## અનુષ્ટુમ છંદ.

સખી હેમન્તમાં હારી, થાકી લુલી થઇ રહી;
શિશીરે શી ગતી મારી, હવે પૂરી બનિ ગઇ. ૨૨

# શિશીર ઋતુ.

### અનુષ્ટુપ છંદ.

શિશીરે શીરપર રાખે, પતીને પ્રેમ સાચવી;
ખાયપીએ ખુશી થૈને, મોજ ઘણિ એ મ્હાલવી. ૧

### વશંસ્થ છંદ.

લવે ઘણું ના નવરી થતી નહીં,
દિનો ગુમાવે ઘર કાંમના મહીં;
[૧]નિશા ગુમાવે પતિ સંગ માંનની,
[૨]નિશા કરીને રમતી બણી ઠણી. ૨

કરેલ આથા વળિ પાક [૩]મૌદિક,
પદાર્થ [૪]મીષ્ટો જગતાં અલૌકિક;
કરૂં હું ક્યાંથી પછિ શું જમું પતી,
બળુ હમેંશા વિન અગ્નિએ અતી. ૩

પડે ઘણી ઠંડ બહેકતો પુરો,
રિસે ચડેલો જ્યમ હોયરે શુરો;
ચડે સવાદી પ્રિય કાંમ આ સમે,
હઠાવતાં દંપતિ બૌ પરીશ્રમે. ૪

સિથીળ ગાત્રે ઠરવા તણા ભયે,
રહેજ જાતું વચમાં અને રતને;
ડરી બિચારો ઘર ખોળતો અરે,

૧ રાત ૨ કેફ ૩ લાડુ ૪ મીઠા.

રહી શકે ના પણુ ત્યાંહ પાંસરે. ૫

રસીલ નારી નર ખોળિ કાઢતાં,
કરી તહાં મર્દન માર મારતાં;
મથે ઘણાં સ્થાન તજાવ વાતને,
રહે છુપો તે ડરિ ગુહ્ય સ્થાનકે. ૬

જગો જુઓ હાલત એવિ રાખતાં,
ડરે ઘણાં દંપતિ દીલ કંપતા;
પછી કહો આ દિન કેમ જાયરે,
શરીરનું માંસ સદા સુકાયરે. ૭

તળાઈ, તાંબુલ, તરૂણિ, તેલરે,
કરેલ તાતાં જમણોજ તાપરે;
યુવાનને આ બહુએ મને ગમે,
અહીં યુવાની [1]નિષ્ કામની દમે. ૮

વળી રૂતુ આ રજની ઘણી વધે,
કપાસથી [2]ક્ષેત્ર બહુ રૂડાં દિસે;
જણાય ક્ષેત્રો ઘઉં છોડથી ભર્યાં,
રસીલ નારી નરના મનો હર્યાં. ૯

ઠરી જતાં કો વખતે નિરો અરે,
ઠરી જતાં કો વખતે શરીરરે;
ગરીબના ગાલ તથા પગો અરે,
જતાજ ફાટી બહુ ઠંડથી મરે. ૧૦

પડે કદી હીમ બળી જતુ ઘણું,
અનાજના છોડ રડે ઘણું ઘણું;

---

૧ કાંમ વિનાની. ૨ ખેતરો.

ખરે તરૂથી બહુ પાંદડાં પતી.
શિશીર એવી અહિંથી વહી જતી. ૧૧

ગમે શરીરે ઉંન વસ્ત્ર આજરે,
ગમે ઉનો ચાહ પિવો ઘણો અરે;
ઉંના જળે સ્નાન કરે જનો અતી,
પિડાય પ્યારી અહિં આપની અતી. ૧૨

### ઉપેંદ્રવજ્રા છંદ.

[1]કરે કરેલું સહુ ભોગવેરે, ગરે મરેલું નવ દુઃખ દેરે;
[2]ઝરે ઝરેલું જીભથીજ ઝાઝું, [3]દળે દળેલું દિલડેજ દાઝું. ૧૩
[4]હરી [5]હરી બુદ્ધિ તમાંમ મારી, [6]કરી [7]કરી [8]કંદરપે નઠારી;
[9]નરી નરીતી દિલડે દિવાની, [10]ખરી ખરી આ ખિલતી યુવાની.



આજ રોજ આપણા પ્રલ્હાદે આપેલી મુદત પુરી થયેલી હતી બલ્કે તેના ઉપર પણ થોડા દિવસ ગયેલા હતા. તે દરેક દિવસ આપણી કમળાગૌરીને એક વરસ મા-ફક જતો હતો. દરેક માણસ ખાવા ધાતું હતું, પશુ, પક્ષી વગેરેના મનહર સ્વરો કાંનને પ્રિય થવાના બદલે કંટાળામય થતા હતા, પોતાની વ્હાલી સખી પારવતી કે જેની સાથે પોતાને નાની વયથી તે આજ તક દોસ્તીનો ઘાડો સંબંધ હતો તેને પણ આદર સત્કાર દેવાનું ભાંન બિલકુલ નહોતું,

---

૧ હાથે. ૨ ઝરણેથી. ૩ પીસેલ–વાટેલ. ૪ પરમેશ્વર. ૫ નાશ કરી. ૬ કીધી. ૭ હાથી. ૮ કાંમદેવ. ૯ એકલી. ૧૦ ફુટી–જુદી પડી.

પણ તેનું દરેક ધીર્યતા ભરેલું વાક્ય વજના પ્રહાર તુલ્ય થતુ હતુ. તો તેની સાથે બોલવાની માધુર્યતાતો શાની હોય? તૃષાથી પિડાયેલ હરિણીની માફક જ્યાં ત્યાં જળરૂપિ પોતાનો પ્રિયતમ દિર્ઘ દષ્ટીએ અવલોકન કરતી હતી. પણ ક્ષારમય બીજા યુવકો દષ્ટીગોચર થયાના સમગે શરીરે તદન સોસાઈ જતી હતી. તેના મુખ પરની તેજી તદન ઘટી ગયેલી હતી, તેના લાલ અધર ફીકાફચ પડી તેની સાથે ફાટી ગયેલા હતા. તેની તેજોમય કાન્તી આ વખતે તદન બીજા સ્વરૂપ બતાવતી હતી, જેના કટી સુધી અડે તેવા લંબા કાળા કેશ કે જે કાળા નાગની ઉપમાને પાત્ર હતા તે આ વખતે જથરવથર થઈ ગયેલા હતા. આવી રીતે પોતાની સ્થીતી થયા છતાં અન્ય યુવક ઉપર પોતાની ચીતવૃતી ચોળાયેલી નહોતી. પણ જે ધીર્યતા રહેલી હતી, તેની હદ હઠી ગયેલી હતી. અને 'મારો વ્હાલો કેમ ન આવ્યા' 'શું મ્હારો વ્હાલો' ફક્ત આવા વિચારમાં ઘોળાતી હતી.

એક દિવસ સુર્યાસ્ત સમગે કમળાગૌરી એકલી પોતાના દિવાનખાનામાં બેઠેલી હતી. ત્યાં તેણે વિચાર્યું કે, આપેલી મુદત પુરી થઈ ગઈ, પણ હજી સુધી આવ્યા નહીં, કોણ જાણે શું! થયું હશે? આવું દુઃખ વેઠવાના કરતાં મરવું તે બહુ ઉત્તમ રસ્તો છે. એમ ધારી એક રશી ઉંચે બાંધી પોતાના ગળામાં નાંખી મરવાના માટે ઉભી રહી, પણ તેમ કરતાં તેને વિચાર આવ્યો કે, આંમ કરવાથી પ્રાણ તાકીદે જવો એ બહુ દુર્લભ છે. તેના કરતાં અગાશીથી ભુસ્કો મારી મરવું તે વધારે સારૂં છે. એમ સમજી ભુસ્કો મારવાના માટે અગાશી તરફ દોડી, જેવો ભુસ્કો મારવા જાય છે તેવી તેની દષ્ટી સરીઆમ રસ્તા ઉપર જતા આવતા મા-

ભુસો ઉપર પડી. ને ઝબકી કે, મને માણુસો પડતાં જોશે! તેમજ કેમ મનાય કે, અહીંથી પડે મોતજ થશે. કદાપિ કોઈ પણ અવયવ તુટયોને મર્ણુ ન થયું? તો શી દશા થાયો તેના કરતાં ફાંસેથી મરવું તે વધારે સારૂં, કે જેમાં જીવ-વાની જરાભર આશા રહેજ નહીં. એવું ધારી પ્રેમ ઘેલી લટકેલા દોરડા નજીક આવીને બોલી કે, હે! મ્હારા વ્હાલા પ્રીયતમ, મને મુદ્દતે તેમજ મુદ્દત ગયા છતાં પણ મળ્યા નહીં, ને હવે નહીં મળો એવું ધારી હું મરૂં છું, પરમા-ત્મા! મ્હારા બદલે તેઓની આયુષ્યમાં વધારો કરજે અને મારૂં આવતે ભવ પણ એજ મુર્તિની સાથે પાણી ગ્રહણ કરાવજે, એમ કહી ગળામાં ફાંસો નાંખતાના દરમિઆન સાંમને પોતાના પ્યારાના ફોટોગ્રાફ તરફ નજર ગઈ. અને છેલ્લુ વેલું તેને ચુમ્બન લેવા તેનો ઈરાદો થયો. તેથી ફોટો-ગ્રાફ હાથમાં લઈ તેનું મુખ વારંવાર નિહાળી છાતી સરસો દબાવતાં પ્રેમ ચુંમ્બી વારંવાર આપવા લાગી. આંખમાંથી અશ્રુ દદડવા લાગ્યાં, ને મુર્છીત થઈ ધરણીપર ઢળી પડી ને શુદ્ધી આવ્યા કેડે પેટી ખોલી તેમાંથી પાંચેક ભાર અફીમ કાઢી ઘોળ્યું. અને બિલોરી કાચના પ્યાલામાં રાખી પોતા-ની પથારીએ આવી લંબી થઈ ઈશ્વિર સ્તવન કરવા લાગી, થોડી મિનિટ નહીં ગયા બાદ પ્યાલો હાથમાં લઈ પિવા મોં નિચું કરે છે તેવામાં સમ્બુર! સમ્બુરની ધ્વની કાંનને પ્રિય લાગે તેવી પોતાની કાનેંદ્રીની સાથે અથડાઈ તેથી વિચાર કરવા લાગી કે, શું હશે? નહિ આતો નકામી ભ્રમણા છે એમ ધારી ફરીને તેજ પ્યાલો પોતાના મુખાગ્રે ધર્યો. અને પીવા જતાનાં દરમીયાંન અવલના મુજબ અ-ચિંતી ધ્વની થઈ ને એક પુરૂષ પોતાની પાસે આવી ઉ-

બો રહ્યો ને પ્યાલાને ઠોકર મારી ઢાળી નાંખ્યો. લગભગ વખતમાં પારવતી પણ પાસે આવી ઉભી રહી પુરૂષ અને કમળાગૌરી સામસામુ કેટલીક વખત જોઈ બંને અરસપરસ વળગી પડયાં આ પુરૂષ કોણ હતો? આપણા આ પુસ્તકનો નાયક અને કમળાગૌરીનો વ્હાલોપતી પ્રલ્હાદ આ વખતે આપણી કમળાગૌરી અને પ્રલ્હાદને કેવો હર્ષ ઉત્પન્ન થયેલો હશે તેનું વર્ણન કરવાનું કામ હું વાંચનાર સાહેબોને સોપી મારૂં આ અલ્પ પુસ્તક પુરૂં કરૂં છું.



# આશ્રય પત્રિકા.

| | |
|---|---|
| ૨૫ | ખુદાવિંદ ઠાકોર સાહેબ શ્રી ખેંગારસીંહજી સંસ્થાન થરાદ. |
| ૨૦ | મેહેરબાંન કુમાર સાહેબ શ્રી હભેસિંહજી સંસ્થાન થરાદ. |
| ૧૫ | મેહેરબાંન ભુપતસિંહજી થરાદ સંસ્થાનના ભાઇયાત. |
| ૧૦ | મે૦ ધર્મચંદભાઇ ચેલજી કાર્યભારી સાહેબ. |
| ૧૦ | મે૦ મંગળજીભાઇ શોભાગચંદ થરાદ થાંણદાર સાહેબ |
| ૧૦ | રા. રા. વિઠ્ઠલરાયજી કલ્યાણરાયજી કારકુન સ્ટેટ થરાદ. |
| ૧૦ | રા. રા. ઉત્તમચંદ નારાયણ એજન્સી પ્લીડર. |
| ૬ | રા. રા. સેલોત સાગત રગા સવારોના જમાદાર. |
| ૬ | રા. રા. દોસી કપુરચંદ સાંકળચંદ. |
| ૫ | રા. રા. દેસાઇ મયાચંદ પ્રેમચંદ રેવન્યુ કાંમદાર. |
| ૫ | રા. રા. પિતામ્બર વજેચંદ એજન્સી પ્લિડર. |
| ૫ | રા. રા. વ્હોરા ભુખણ નેગજી. |
| ૫ | રા. રા. વ્હોરા ગુલાબચંદ આંબા. |
| ૫ | રા. રા. વ્હોરા નેહાલ સવાઇ. |
| ૫ | રા. રા. મહારાજ તખ્તરામજી. |
| ૪ | રા. રા. રામચંદ્ર ભાલુજી થરાદ ફોજદાર સાહેબ. |
| ૩ | રા. રા. ત્રીભોવન અમુલખ થરાદ સ્કુલ માસ્તર સાહેબ. |
| ૩ | રા. રા. કોઠારી હેમરાજ ખુબચંદ કારકુન સ્ટેટ થરાદ. |
| ૩ | રા. રા. દેસાઇ ત્રીભોવન છગન. |
| ૨ | રા. રા. ગુલાબચંદ પાંનાચંદ થરાદ થાંણા કારકુન. |
| ૨ | રા. રા. ગોવિંદરાવ ભીખાજી કારકુન. |
| ૨ | રા. દેસાઇ ગુલાબચંદ ત્રીકમ. |
| ૨ | રા. હરીચંદ મંગળ. |
| ૨ | રા. ભુખણ વજેચંદ. |
| ૨ | રા. સંઘવી જીવા સવાઇ. |
| ૨ | રા. દેસાઇ મંછા શોભાગચંદ. |
| ૨ | રા. સંઘવી નેહાલ મંઘા. |

૨ રા. દોસી પિતામ્બર નરસીંગ.
૨ રા. અદાંણી જેસા લવજી.
૨ રા. વોહોરા મંછા અવચળ.
૨ રા. દેસાઈ ઉજમ છગન.
૨ રા. વોહોરા ભુખણ કેવળ.
૧ રા. રા. દેસાઈ ભુખણ કાનજી થરાદ સ્ટેટ કારકુન.
૧ રા. રા. દેસાઈ જીતમલ કાંનજી એજન્સી પ્લીડર.
૧ રા. રા. મ્હેતા ત્રીભોવન જેચંદ દાંણી કારકુન.
૧ રા. રા. દેસાઈ મગન ચતુર.
૧ રા. રા. પારી. મુળચંદ સાંકળચંદ.
૧ રા. રા. ભણસાળી મંછા હકમ.
૧ રા. કેશરા રામજી.
૧ રા. ત્રીભોવન ચતુર.
૧ રા. વોહોરા દીપચંદ પ્રેમચંદ.
૧ રા ત્રવાડી શીવરાંમ માધવજી.
૧ રા. રા. અદાંણી ભુખણ ડાંમર.
૧ રા. રા. ગગજી પરતાપશંગ.
૧ રા. રા. દેસાઈ ખેમચંદ કાંનજી.

## વાવ.

૧૦ રા. રા. મે. મ્હેતા જેહાલાલ ઝુમચંદ કાર્યભારી સાહેબ.
૫ રા. રા. મે. રતનચંદ રાંગચંદ સ્ટેટ થાણદાર.
૫ રા. રા. નેંમજી મલુકચંદ સ્ટેટ કાંમદાર.
૫ રા. રા. નથુભાઈ ડુંગરસી સ્ટેટ કાંમદાર.
૫ રા. રા. બાદર પિતામ્બર એજન્સી પ્લિડર.
૫ રા. રા. જીતમલ હકમ એજન્સી પ્લિડર.
૫ રા રા. હેમજી સ્યામજી એજન્સી પ્લિડર.
૪ રા. રા. મે દ્વારકાદાસ ભોગીદાસ વાવ થાણદાર સાહેબ.
૨ રા. રા. શ્યામજી મલુકચંદ કારકુન સ્ટેટ વાવ.
૨ રા. રા. શ્યામજી હકમચંદ.

૨ રા. રા. મ્હેતા મગન ન્યાલચંદ.

ગાંગડ.

૨ રા. રા. ત્રીભુવનરામ ગણપતરામ સ્કુલ માસ્તર.
૨ રા. રા. જોષિ રેવાશંકર નારાયણજી.
૧ રા. રા. વાઘેલા માધવશંગ કંથડજી.
૧ રા. રા. વાઘેલા મનુભાઈ મહારસગ.
૧ રા. રા. શાહ. દિપચંદ હિરાચંદ.
૧ શોની ભુદર ધનજી.
૧ રા. રા. ગોર આશારામ અનોપરાંમ.
૧ રા. રા. બનેશંગ હાલુભાઈ.
૧ રા. રા. નાયક રઘુરાંમ, ભાઈશંકર.
૧ રા. રા. શુકલ અંબાશંકર ખુશાલ.
૧ રા. રા. ઠકર ભીમજી મોતી.
૧ રા. રા. વોહોરા અબદુલહુસેન મીંયાભાઈ.
૧ રા. રા. અધ્યારૂ રેવાશંકર વિઠુલ.

૫૩ પ્રિયમીત્ર વોરા દેવચંદ સવાઈચંદ તરફથી.

૨૦ રા. રા. વ્હોરા દેવચંદ સવાઈચંદ થરાદ ૪ રા. રા. ગોબરજી હરીજી પો. ફો. વાવ. ૨ રા. રા. ડાકટર નગીનદાસ માણેકલાલ મરીન હોસ્પીટલ મુંબાઈ. ૧ રા. રા. બાપાલાલ વિરચંદ સ્કુલ માસ્તર વારાહી. ૧ રા. રા. કેશવલાલ બ્રિજલાલ વારાહી થાંણદાર. ૧ રા. રા. જાકુબખાંન નિજામખાંન દફેદાર વાવ. ૧ રા. અલીખાંન ઈનાતખાંન વાવ. ૧ રા. આનંદરાવ દારકુબી વાવ. ૧ રા. લક્ષ્મણરાય નારણરાય વાવ. ૧ રા. વોરા લલ્લુ ઉગા થરાદ. ૧ રા. મેંમણ લતીબ અબદલ થરાદ. ૧ રા. પારી ખુશાલ સુરચંદ પાલણપુર. ૧ રા. પારી મોતીલાલ ચુનિલાલ ડીસા. ૧ રા. રાંકાણી ઈશ્વરલાલ લવજી ડીસા. ૧ રા. પિતામ્બર જેસંગ મેહેતાજી દિયોદર. ૧ રા. કનૈઆલાલ રાંમલાલ ફો-

જદાર દિયોદર. ૧ રા ભગવાનલાલ દાનેશ્વર થાણદાર દિયોદર જાગીર. ૧ રા. મ્હેતા સુરજમલ ગુમાનચંદ પાલણપુર. ૧ રા. પારી કાળીદાસ રામચંદ પાલણપુર. ૧ રા. પારી ચંદુલાલ મોહોકમલાલ પાલણપુર. ૧ રા. ઠકર પિતામ્બર જેઠા વારાહી. ૧ રા. દલછા હરખજી કારકુન થાણા વારાહી. ૧ રા. ભોગીલાલ ભાણાભાઇ ડાકટર વારાહી. ૧ રા. ઇશ્વરભાઈ મોતીચંદ વારાહી જમિમાં કારકુન ૧ રા. મુળદેવ પુંજીરામ વારાહી જમિમાં કારકુન. ૧ રા. પચાંણ પિતામ્બર વકીલ વારાહી. ૧ રા. નાગજી માધવજી વકીલ વારાહી. ૧ રા. નરભેરામ ધનજી અમરાપુર સ્કુલમાસ્તર.

૧૪ રા. રા. મે. ભાઇચંદભાઈ ઝુમચંદ થરાદ સ્ટેટ થાંણદારની મારફત. ૫ મે. મેહેતા ભાઇચંદ ઝુમચંદ. ૬ રા. રા. કોઠારી હાથીભાઈ મગન મુંબાઈ. ૧ મે૦ રતનચંદ ઉજમચંદ મ્યુનિસિપલ ખાતાના સેક્રેટરી અજમેર ૧ રા. રા. શીવલાલ રણછોડલાલ થરા સ્કુલ માસ્તર. ૧ રા. રા. કેશવલાલ ગગલદાસ થરા જપ્તિદાર.

૨૦ પરમ સ્નેહિ તુળસીદાસ કિશોરદાસ એજન્સી પ્લીડર મારફત. ૫ રા. રા. તુળસીદાસ કિશોરદાસ થરાદ. ૧ રા. રા. ભાષ્કરરાવ કૃષ્ન ભાવનગર. ૧ રા. રા. પિતામ્બર પુરૂષોતમ ભાવનગર. ૧ રા રા. વિઠ્ઠલદાસ ચતુરભુજ ભાવનગર. ૧ રા. રા. રતીલાલ ભાણજી ભાવનગર. ૧ રા. રા. વચ્છરાજ જગજીવન ભાવનગર ૧ રા. રા. ભવાંન સખારામ ભાવનગર. ૧ રા. ગાંધી ત્રીભોવનભાઈ ભાવનગર ૧ રા. સૈયદ અબદુલ રનીકભાઈ. ૧ રા. ધરમસી ઝુઝાભાઈ લીંબડી. ૧ રા. પોપટ કસ્તુર ભાવનગર. ૧ રા. ચુનિલાલ નાગજી ભાવનગર. ૧ રા. મથુરદાસ કુબેરદાસ ભાવનગર.

૧ રા. દેવકરણુભાઇ ભાવનગર. ૧ રા. રા. દીનાનાથ હ-રિવલ્લભ અમદાવાદ. ૧ રા. રા. દલસુખ જેઠારાંમ અમદાવાદ.

૨૩ પરમસ્નેહિ મી૦ લક્ષ્મણરાવ ભીખાજી ડુવા જ-મિદાર મારફત. ૧૦ રા. રા. લક્ષ્મણરાંવ ભીખાજી ડુવા. ૨ રા. રા. મોરખીયા છગન પ્રાગજી. ૨ રા. રા. મી૦ ડું-ગર કેવળ ડુવા. ૨ રા. રા. મોરખીઆ રાયચંદ ગુલાબચંદ ડુવા. ૨ રા. રા. મોરખીઆ ખેંગાર સાંકળા. ૧ રા. રા. વાઘેલા અદજી માવજી. ૧ રા. રા. મગનરાંમ જેઠારામ. ૧ રા. રા. વારીઆ દલછા પિતામ્બર. ૧ રા. શેઠ વાલચંદ નથુ. ૧ રા. શાહ રાયચંદ પ્રાગા. ૧ મોરખીઆ ચમના ચેલા ડુવા.

૧૧ મે૦ બાપાલાલ પ્રેમાનંદ થરાદ સ્ટેટ ડીસ્પેન્સરી-ના ડાકટર સાહેબ. મારફત ૫ મે૦ ડાકટર સાહેબ બાપાલાલ પ્રેમાનંદ ૧ મેં૦ આદીતરામ કકુભાઈ અસારા. ૧ રા. રા. નથુભાઈ નારણજી અસારા. ૧ રા. રા. નારણદાસ ભુદરદાસ અસારા. ૧ રા. રા. હેમજી કેશવજી અસારા. ૧ રા. મ-ગનલાલ ભોગીદાસ નડિઆદ. ૧ રા. ડાહ્યાલાલ જેશંકર કણઝરી.

૩૩ પરમસ્નેહિ મી૦ પ્રભુલાલ ત્રીભોવન મારફત. ૧૦ રા. રા. પ્રભુલાલ ત્રીભોવન. ૧ મે૦ નંદશંકર તુળજા-રાંમ પોલીસ ઇન્સપેકટર સાહેબ. ૧ મે૦ અમૃતલાલ ગીર-ધરલાલ ફોજદાર સાંતલપુર. ૧ રા. રા. ઇશ્વિરલાલ છગનચંદ તેહેસીલદાર મોરવાડા. ૧ રા. રા. હેમચંદ લાધાભાઈ વ્યા-કસીનેટર મોરવાડા. ૧ રા. સંઘાણી સાંકળચંદ ત્રીકમ મો-રવાડા. ૧ રા. અખેચંદ લાલજી મોરવાડા. ૧ રા. દોસી અમુલખ હુકમચંદ મોરવાડા. ૧ રા. મ્હેતા દેવસી કસ્તુર સુઇગાંમ. ૧ રા. મ્હેતા અનોપચંદ મયાચંદ સુઇગાંમ. ૧ રા. મ્હેતા પોપટ કેવળ સુઇગાંમ. ૧ રા. પિરૂ અબામિંયા મોરવાડા. ૧ રા. મ્હેતા નીહાલ મનજી મોરવાડા. ૧ રા.

સંઘાણી ભવાંન ભાણચંદ એણપ. ૧ રા. મનસુખ અમુલખ વારાહી. ૧ રા. લોલાડીઆ કાંનજી અમરસી કુંવાળા ૧ રા કોઠારી લહેર બોઘમલ રાંધનપુર. ૧ રા. બ્રાહ્મણ ગુલાબ નરભેરામ વાવ. ૧ રા. ગાંધી અમુલખ મોસન મોરવાડા. ૧ રા. બ્રાહ્મણ રાયચંદ તેજા મોરવાડા. ૧ રા. નારણ મોતીરાંમ પાલણપુર. ૧ રા. ચુનિલાલ જોઇતારાંમ અમદાવાદ. ૧ રા. રા. વકીલ ચુનિલાલ ગોદડ પાલણપુર ૧ રા. ત્રીકમલાલ માણેકચંદ દેસાઈ પાલણપુર.

૭ રા. રા. મે૦ મોતીલાલ ધનેશ્વર મારફત.

૫ રા. રા. મોતીલાલ ધનેશ્વર દાહોદ. ૧ રા. રા. ગોકળદાસ કોદરદાસ દાહોદ. ૧ રા. રા. બાળકૃષ્ણ દાજીભાઈ દાહોદ.

૫ રા. રા. મી૦ પુનમચંદ નેહાલચંદ મારફત.

૩ રા. રા. પુનમચંદ નેહાલચંદ થરાદ. ૨ રા. રા. શાહ કચરસંગ ઉમેદ પાલણપુર.

૧૦ રા. રા. મી. દાનસંગ સ્યામજી ધાંનેરા. મારફતે ૫ રા. રા. મી. દાનસંગ સ્યામજી ધાંનેરા. ૫ મેહેતા. મણીશંકર ડીગમ્બર વ્યાકસીનેટર.

**પરચુરણ.**

૧ રા. રા. પંડ્યા ઓધજી પુંજીરામ. મુંબાઈ.

૧ રા. રા. દેવશંકર કુબેરજી. રણુજ.

૧ રા. રા. છગનલાલ લલ્લુભાઈ. અમદાવાદ.

૧ રા. રા. મીરાતરાંમ છગનલાલ અમદાવાદ.

**વીંજણ. (કચ્છ)**

૧૦ મે૦ ઠાકોર શ્રી સાહેબજી સંસ્થાન વિંજાણ.

---

# જાહેર ખબર.

સર્વે સાહેબોને ખબર આપવામાં આવે છે કે. સદરહુ બુક વાંચવાની આતુરતા ધરાવનારા સાહેબોએ કીંમત તથા પોસ્ટેજ ખર્ચ મોકલી અમો પાસેથી અથવા નિચેના શિરનામેથી મંગાવી લેવી.

રેવાશંકર નારણજી.

મુ. ગાંગડ

ધોળકા પોણથી.

| મુ. થરાદ તા. ૨૫-૧૦-૯૧. | મગનલાલ નારણજી, કર્તા |
|---|---|